શેઠ અમીલાલ સુંદરજી તરફથી
શ્રી મુંબઇ રત્નચિંતામણિ સ્થા.
જૈન મિત્ર મંડળને ભેટ.



# જૈન નિત્ય શિક્ષણ પોથી.

મળવાનું સ્થળ:
શ્રી મુંબઇ રત્નચિન્તામણિ
સ્થાનકવાસી જૈન મિત્રમંડળ
પાયધુની-મુંબઇ.

કીંમત ૨ આના.




# જૈન નિત્ય શિક્ષણ પોથી.

[ અર્થયુક્ત સામાયક, પ્રતિક્રમણ મૂલ, અર્થ સહિત ભક્તામર તથા સજ્ઝાયો ]

લિંબડી સંપ્રદાયના વિદ્વાન્ મુનિ મહારાજ શ્રી ગુલાબચંદ્રજી સ્વામી પાસે સુધરાવીને પ્રસિદ્ધ કરનાર

શ્રી મુંબઇ રત્નચિંતામણિ સ્થાનકવાસી જૈન મિત્રમંડળ તરફથી

શા. જગજીવન દયાલ તથા
શા. હેમચંદ રામજી. (ઓન. સેક્રેટરીઓ)
પાયધુણી—મુંબઈ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦.
વિ. સં. ૧૯૭૨ વીર સં. ૨૪૪૨.

અમદાવાદ—શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે પાંચકુવે નવા દરવાજે છાપી.

આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

શા. જગજીવન દયાલ.

અમીલાલ જગજીવનની દુકાને, મંગળદાસ મારકીટ.

મુંબઈ.

શ્રી મુંબઈ રત્નચિંતામણિ સ્થા. જૈન મિત્રમંડળ.

પાયધુણી—મુંબઈ.

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

માનસિક શુદ્ધિ અને આત્મિક ઉન્નતિ કરવાને ધર્મક્રિયાઓની યોજના કરવામાં આવી છે. જૈન ધર્મમાં તે ક્રિયાઓ પૈકી મુખ્ય ક્રિયા સામાયકની છે. સામાયકરૂપ અનુષ્ઠાન આત્માને સમભાવમાં સ્થિર કરે છે, વિષમ ભાવને વેગળો રાખે છે. સામાયકનો હેતુ અથવા ઉદ્દેશ પણ એ જ છે. પણ તે ત્યારે સિદ્ધ થઇ શકે કે જ્યારે સામાયકનું રહસ્ય બરાબર સમજી શકાય, એટલું જ નહિ, પણ સામાયકના પાઠોના ઉચ્ચાર બરાબર શુદ્ધ ન થાય તો જ્ઞાનનો અતિચાર લાગવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય, એટલા માટે જેટલી જરૂર ઉચ્ચારશુદ્ધિની છે તેટલી જ જરૂર અર્થશુદ્ધિની પણ છે. કેટલીએક જૈન શાળામાં ઉચ્ચારશુદ્ધિ અને અર્થવિજ્ઞાન તરફ લક્ષ આપી છોકરાઓને શિખવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, પણ તેમાં ન્હાની ઉમરના છોકરાઓ ( કે જેને ધાર્મિક જ્ઞાન તરફ કાળજી અને સમજણ બહુ ઓછી હોય છે ) તે સિવાય બીજાઓને તેથી લાભ મળતો નથી. મ્હોટા માણસો જૈનશાળામાં જતા હોતા નથી, તેથી ઘણે ભાગે તેમના સામાયક વગેરેના ઉચ્ચારો અશુદ્ધ રહી જાય છે, અને સમજણ હોતી નથી, તેથી સામાયકનો હેતુ પાર પડી શકતો નથી. આવું કામ ધર્મગુરૂઓ પોતાના ઉપર લે તો ઘણો ફાયદો થઇ શકે એમ આ વર્ષના અનુભવ ઉપરથી અમે કહી શકીએ છીએ. ચાલુ વર્ષે મુંબઇ શહેરમાં લીંબડી સંપ્રદાયના વિદ્વાન્ મહારાજ શ્રી ગુલાબચંદ્રજી સ્વામી તથા મહારાજશ્રી વીરજી સ્વામી તથા પંડિત મહારાજ શ્રી રત્નચંદ્રજી સ્વામી તથા મહારાજ શ્રી રૂપચંદ્રજી સ્વામી ઠા. ૪ કાંદાવાડી દશાશ્રીમાળી નાતની વાડીમાં ચોમાસું પધાર્યા તેથી મુંબઇના

સંઘમાં હર્ષનો પાર રહ્યો નથી. ન્હાના મ્હોટા દરેક જણના મનમાં ધર્મસ્થાનમાં આવવાનો અને વ્યાખ્યાન સાંભળવાનો એટલો ઉત્સાહ જણાય છે, કે સવારના પહોરમાં બાઇઓ ભાઇઓથી હોલ ચીકાર ભરાઈ જાય છે. દરરોજ પર્વણી તિથિ જેવો દેખાવ જણાય છે. શતાવધાની પંડિત મહારાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીએ ન્હાના મ્હોટા દરેકને ધાર્મિક શિક્ષણનો લાભ મળે તેટલા માટે પોતાની જાતે રાત્રિના એક કલાક ધાર્મિક શિક્ષણ આપવાનું શરૂ કર્યું તેમાં અમો સૌ લગભગ ૭૫ થી ૧૦૦ જણ દાખલ થયા. અમોને સામાયકના પાઠના શુદ્ધ ઉચ્ચાર, તેનો અર્થ અને રહસ્ય શિખવવામાં આવતું; સાથે ભક્તામર વગેરે ચાલતું. ત્યારપછી રાત્રે ન પહોંચી શકે તેવાઓને પણ તે લાભ આપવાને માટે મહારાજશ્રીએ અઠવાડીયામાં બે દિવસ બુધવાર અને શનિવારને દિવસે વ્યાખ્યાનને બદલે સામાયક વગેરેનું શિક્ષણ આપવાનું જાહેર કર્યું. દરેક જણને આ યોજના બહુ પસંદ પડી અને શ્રોતાગણ રૂચિ-પ્રેમભાવથી આ શિક્ષણ લેવાને ઉદ્યત થયો. આથી ઘણાનાં સામાયક શુદ્ધ થવા માંડ્યાં છે અને અર્થની પણ સમજણ પડવા લાગી છે. આ શિક્ષણની અનુકૂળતા માટે એક ચોપડીની અમને જરૂર જણાઇ. જો કે સામાયકની એક શુદ્ધ ચોપડી બહાર પાડી અહીંના સંઘ તરફથી પ્રભાવના રૂપે વહેંચવામાં આવી છે પણ તેમાં અર્થ નથી, તેમજ સામાયકનો વખત ગાળવાને માટે જરૂર પડતાં સ્તોત્રાદિક પણ તેમાં નથી. તેથી શુદ્ધ સામાયક, તેનો અર્થ, ભક્તામર, કિંકર્પૂરમયંનું સ્તોત્ર, એક તપસ્વીજી અને આર્યાજીના જીવન ચરિત્રાવલી સઝાયોનો જેમાં સમાવેશ કરવામાં આવ્યો છે, તેવી એક ચોપડી બહાર પાડવાનો વિચાર કર્યો. જોકે સામાયક ભક્તામર વગેરે ચોપડીઓ ઘણી

ઠેકાણે બહાર પડેલી છે, તોપણ કોઈમાં અર્થ નથી તો કોઇમાં તે શાસ્ત્રી અક્ષરમાં હોવાથી ગુજરાતી વાંચકોને વાંચવામાં અગવડ પડે છે. તેથી ગુજરાતી લિપિમાં અર્થ સાથે ભક્તામર સ્તોત્ર વગેરે બહાર પાડવાની જરૂરીઆત અમોને જણાઈ. બીજી પ્રભાવના કરતાં પુસ્તકોની પ્રભાવના વધારે લાભપ્રદ છે એમ જાણી આ ચોપડી પ્રભાવના તરીકે વ્હેંચવાનો અમોએ ઇરાદો રાખ્યો છે.

આ ચોપડીમાં ભક્તામર શિખનારાઓને તે તે પદના તે તે અર્થની બરાબર સમજણ પડે એટલા માટે એકેક પદની સામે તે તે પદનો અર્થ લખવામાં આવ્યો છે. તેમાં પણ સમાસના વિગ્રહ અને વિભક્તિને અનુસારે અર્થ યોજવામાં આવ્યો છે. આથી સમજવાની ઇચ્છા રાખનારાઓને અર્થ સમજવામાં ઘણી સરલતા થશે, એમ અમારી માન્યતા છે.

આ પ્રસંગે વાંચક વર્ગને એટલી નમ્ર વિનતિ કરીશું કે આ લઘુ પણ કિમ્મતી પુસ્તકને જયાં ત્યાં ન રખડાવતાં જ્ઞાનની આશાતના ન લગાડતાં યત્નપૂર્વક સંભાળવું અને તેમાંથી જ્ઞાનનો ઉપયોગ લેવો.

આ પુસ્તક લખવામાં મહારાજ શ્રી ગુલાબચંદ્રજી સ્વામી આદિ ઠાણા ચારે દરેક રીતે અમને પુરતી મદદ કરી છે, સ્તોત્ર વગેરેનું સંશોધન કરી આપ્યું છે, તેમજ સૂચના સલાહ આપી છે તે ખાતર તેમનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે.

અમે પ્રાર્થના કરીએ છીએ કે મુંબઇ શહેરને આવો ને આવો લાભ દરવર્ષે મળે કે જેથી જ્ઞાન ધ્યાનની વૃદ્ધિ થવા સાથે સમાજ અને ધર્મનો અભ્યુદય થાય. કિં બહુના.

ગીરગામ બૅકરોડ, મુંબઈ. } શાહ દેવશી રાઘવજી. કોઠારી પ્રેમચંદ રવજી.

# દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના.

આ ચોપડીની પહેલી આવૃત્તિની ૨૦૦૦ નકલો થોડા વખતમાં ખલાસ થઈ ગઈ, અને ઉપરાઉપરી બહારગામથી માંગણી થવા લાગી, એ જ બતાવી આપે છે કે વિદ્યાર્થીઓને આ ચોપડી ઘણી પ્રિય અને ઉપયોગી થઇ પડી છે. આ ઉપરથી બીજી આવૃત્તિ બહાર પાડવાનો અમારો વિચાર થયો અને કેટલાએક ગૃહસ્થો તરફથી તેને ટેકો મળ્યો. બીજી આવૃત્તિમાં બે હજાર નકલો પૈકી ૧૦૦૦ નકલો જુદા જુદા ગૃહસ્થો તરફથી ભેટ તરીકે છપાવવામાં આવે છે અને એક હજાર નકલો અમારા મંડળ તરફથી પડતર કિમ્મતે છપાવવામાં આવે છે. પડતર કિમ્મત પણ એટલા માટે રાખી છે કે એક તો જેને જરૂર જોઈતી હોય તેને મળી શકે અને બીજું ઉપજતી કિમ્મતમાંથી વળી તેવાં ને તેવાં પુસ્તકો ફરીથી છપાવી શકાય.

આ પ્રસંગે અત્રે બીરાજતા મહારાજ શ્રી ગુલાબચંદ્રજી સ્વામી કે જેમણે પરિશ્રમ લઇ આ ચોપડી સુધારી આપી છે તેમનો તથા પ્રથમ આવૃત્તિ બહાર પાડનાર મહાશયોનો અમો ઉપકાર માનીએ છીએ.

લિ. સેવકો,

મુંબઈ.
તા. ૧-૯-૧૯૧૬.

શા. જગજીવન દયાલ તથા
શા. હેમચંદ રામજી.
ઓન. સેક્રેટરીઓ,
શ્રી મુંબઇ રત્નચિંતામણિ સ્થા. જૈ. મિત્રમંડળ

# શ્રી મુંબઇ રત્નચિંતામણિ સ્થાનકવાસી જૈન મિત્રમંડળનો પરિચય.

(૧) આ મંડળની સ્થાપના સંવત્ ૧૯૬૦ ની સાલમાં થઇ છે.

(૨) મંડળનો ઉદ્દેશ મુંબઇમાં વસતા સ્થાનકવાસીઓમાં ધાર્મિક જ્ઞાન ફેલાવવાનો અને ધાર્મિક ઉન્નતિ સાધવાનો છે.

(૩) આ મંડળ તરફથી મુંબઇના મધ્યભાગમાં એક જૈનશાળા સ્થાપવામાં આવી છે, તેમાં હાલ ૪૨ વિદ્યાર્થીઓ ધાર્મિક શિક્ષણ લે છે.

(૪) સંવત્ ૧૯૭૧ ની સાલમાં મુંબઇ મધ્યે પૂજ્યપાદ શ્રી ગુલાબચંદ્રજી મહારાજ આદિ ઠાણા ચારનું ચાતુર્માસ્ય થતાં તેઓશ્રીના ઉપદેશથી આ મંડળ તરફથી એક શ્રાવિકાશાળા સ્થાપવામાં આવી છે. તેમાં હાલ ૫૦ ની સંખ્યામાં કન્યાઓ તથા બ્હેનો ધાર્મિક અને વ્યાવહારિક શિક્ષણ લે છે. શિક્ષણ આપવા માટે બે વિદુષી બ્હેનોને રોકવામાં આવી છે.

(૫) આ મંડળને અંગે એક લાયબ્રેરી સ્થાપવામાં આવી છે તેમાં નીતિ અને ધર્મનાં પુસ્તકોનો સારો સંગ્રહ છે.

(૬) જૈનશાળા અને શ્રાવિકાશાળાના વિદ્યાર્થિઓની એક વર્ષમાં બે વખત પરીક્ષા લેવાય છે, અને તે વખતે સારાં ઇનામો મંડળ તરફથી વ્હેંચવામાં આવે છે. તે ઉપરાંત કેટલાએક વિદ્યાર્થીઓને સ્કુલ ફી, સ્કુલમાં ચાલતી ચોપડીઓ અને સ્કોલરશીપ આપવામાં આવે છે.

(૭) જૈનશાળાનો ટાઇમ સવારના સ્ટાં. ૭ થી ૮॥ અને શ્રાવિકાશાળાનો બપોરના ૧થી ૩વાગ્યા સુધીનો ગોઠવવામાં આવ્યો છે.

(૮) આ મંડળ પાસે ખાસ મ્હોટી રકમ નથી. માત્ર તે મેમ્બ-
રોના લવાજમ અને પ્રાસંગિક બક્ષીસો ઉપર નભે છે.
લવાજમ નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| ૧ પ્રથમ વર્ગના મેમ્બરનું લવાજમ માસિક | | રૂ. ૧) |
| ૨ બીજા વર્ગના | ,, ,, ,, | ૦॥ |
| ૩ લાઇફ મેંબરના એકી સાથે | | રૂ. ૧૫૧) |
| ૪ પેટ્રન મેંબરના | ,, ,, | રૂ. ૨૫૧) |

કોઇ ગૃહસ્થને મેંબર ન થવું હોય અને ઉપલક બક્ષીસ
કરવી હોય તો તે પણ લેવામાં આવે છે.

(૯) દરેક બંધુ અને બ્હેનોને અમારી નમ્ર વિનતિ છે કે આ
ખાતાને આપનાથી બનતી મદદ કરો. તનથી, મનથી
અને ધનથી, છેવટ બીજું કંઇ નહિ તો છોકરાઓ અને
કન્યાઓને શિક્ષણ લેવા આ શાળામાં મોકલો.

લિ. સેવકો,

**શા. જગજીવન દયાલ તથા શા. હેમચંદ રામજી**

મુંબઇ રત્નચિંતામણિ સ્થા. જૈ. મિત્રમંડળના

ઓનરરી સેક્રેટરીઓ.



ॐ नमो महावीराय ॥

# જૈન નિત્ય શિક્ષણ પોથી.

## મંગળાચરણ.

અર્હન્તો ભગવંત ઇન્દ્રમહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતાઃ ।
આચાર્યા જિનશાસનોન્નતિકરાઃ પૂજ્યા ઉપાધ્યાયકાઃ ॥
શ્રીસિદ્ધાન્તસુપાઠકા મુનિવરા રત્નત્રયારાધકાઃ ।
પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વન્તુ નો મંગલમ ॥

### શતાવધાની પંડિત શ્રી રત્નચંદ્રજીકૃત

## મહાવીર પ્રભુની સ્તુતિ.

( રાગ માઢ—ગુણવંતી ગુજરાત–એ લય. )

જયવંતા પ્રભુ વીર, હમારા જયવંતા પ્રભુ વીર;
શાસનનાયક ધીર, હમારા જયવંતા પ્રભુ વીર. એ ટેક.
શાસ્ત્ર સરોવર સરસ આપનું, તત્ત્વરસે ભરપૂર;
તેમાં ન્હાતાં તરતાં નિત્યે, શુદ્ધ થાય અમ ઉર. હમારા. ૧
સાત્વિક ભાવે જેહ પ્રકાશ્યું, વાસ્તવિક તત્ત્વ સ્વરૂપ;
આસ્તિકતામાં રમિયે તેથી, આનંદ થાય અનૂપ. હમારા. ૨
આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યાં છે બહુ ફૂલ;
સુગંધિ વાયુની સરસ લ્હેરથી, અમે છઇએ મશગૂલ. હમારા. ૩
આપ વિશાલ વિચાર ભૂમિયે, ઉછર્યાં કલ્પ અંકુર;
રસભર તેનાં ફળ ચાખીને, રહીશું આપ હજુર. હમારા. ૪

નામ આપનું નિશદિન પ્યારૂં, રમી રહ્યું અમ ઉર;
તેની ખાતર પ્રાણ અર્પવા, અમે છીયે મંજુર. હમારા. ૫
માર્ગ બતાવા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર;
અર્પણ કરીએ સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર. હમારા. ૬
ચરણ આપના શરણ હમારે, મરણ જન્મ ભય દૂર;
લોભી ચાતક રત્નચંદ્ર જયમ, તમ દર્શન આતૂર. હમારા. ૭

# સામાયક.

## પાઠ ૧ લો-નવકાર ( નમસ્કાર )

નમો અરિહંતાણં—નમસ્કાર હોજો અરિહંત દેવને.
નમો સિદ્ધાણં—નમસ્કાર હોજો સિદ્ધ ભગવાનને.
નમો આયરિયાણં—નમસ્કાર હોજો આચાર્યજીને.
નમો ઉવજ્ઝાયાણં—નમસ્કાર હોજો ઉપાધ્યાયને.
નમો લોએ સવ્વસાહૂણં—નમસ્કાર હોજો લોકને વિષે સર્વ સાધુ સાધ્વીને.

---

## પાઠ ૨ જો-ગુરૂવંદનાનો.

તિખ્ખુત્તો—ત્રણ વાર.
આયાહિણં—દક્ષિણથી એટલે જમણી તરફથી આરંભીને ફરીથી જમણી તરફ સુધી.
પયાહિણં—પ્રદક્ષિણા કરીને.
વંદામિ—સ્તુતિ અથવા સ્તવના કરૂં છું.

નમંસ્સામિ—( પંચ અંગ નમાવીને ) નમસ્કાર કરૂં છું.
સક્કારેમિ—સત્કાર કરૂં છું.
સમ્માણેમિ—સન્માન દઉં છું.
કલ્લાણં—હે સ્વામિ ! આપ કલ્યાણસ્વરૂપ છો.
મંગલં—આપ મંગલ સ્વરૂપ છો.
દેવયં—આપ ધર્મ દેવ સ્વરૂપ છો.
ચેઈયં—આપ જ્ઞાન સ્વરૂપ છો.
પજ્જુવાસ્સામિ—( મન વચન કાયાએ ) હે ગુરૂ ! આપની સેવા કરૂં છું.

---

## પાઠ ૩ જો-ઇરિયા વહિયાનો.

( આવતા જતાં લાગેલા પાપથી નિવર્તવાનો ).

ઇચ્છામિ—ઇચ્છું છું.
પડિક્કમિઉં—પ્રતિક્રમવાને ( પાપથી પાછા ફરવાને) નિવર્તવાને.
ઇરિયા—રસ્તામાં.
વહિયાએ—ચાલતી વખતે.
વિરાહણાએ—કોઇ પણ જીવની વિરાધના થઇ હોય.
ગમણાગમણે—જતાં આવતાં.
પાણક્કમણે—પ્રાણી ( જીવ ) ને કચર્યા હોય.
બીયક્કમણે—બીજ કચર્યા હોય.
હરિયક્કમણે—લીલી વનસ્પતિને કચરી હોય.
ઉસા—ઝાકળ-ઠાર.
ઉત્તિંગ—કીડીયારાં વિગેરે જીવનાં દર.
પણગ—પંચવર્ણી લીલફુલ.

દગ—સચેત પાણી.
મટ્ટિ—સચેત મૃત્તિકા ( માટી )
મક્કડા—કરોળીયાનાં પડ.
સંતાણા—કરોળીયાની જાળ.
સંક્કમણે—એ સર્વતું સંક્રમણ ( કચરવું ) કર્યું હોય.
જે મે જીવા—એ તથા બીજા જે કોઇ જીવો તેની મેં.
વિરાહિયા—વિરાધના કરી હોય, દુઃખ દીધું હોય.
એગિંદિયા—એક ઇંદ્રિયવાળા જીવ, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, એ પાંચ.
બેઇંદિયા—બે ઇંદ્રિયવાળા જીવ, પોરા, કરમીયાં, શંખ, છીપ, જળો, અળસીયાં વિગેરે.
તેઇંદિયા—ત્રણ ઇંદ્રિયવાળા જીવ, કીડી, મંકોડા, ગધૈયા, કુંથવા, માંકડ, જૂ વિગેરે.
ચઉરિંદિયા—ચાર ઇંદ્રિયવાળા જીવ, માખી, મસલાં, મચ્છર, ડાંસ, વીંછી, ભમરા વિગેરે.
પંચિંદિયા—પાંચ ઇંદ્રિયવાળા જીવ, જળચર, સ્થળચર, ઉરપર, ભુજપર, ખેચર, તથા મનુષ્ય, દેવ, નારકા વિગેરે.

૧. અભિહયા—( ઉપર ગણાવેલા જીવોમાં સર્વે જીવોનો સમાવેશ થાય છે) તેમને સામાં આવતાં હણ્યા હોય.
૨. વત્તિયા—ધુળે કરી ઢાંકયા હોય.
૩. લેસ્સિયા—જમીન સાથે ધસ્યા કે મસલ્યા હોય.
૪. સંઘાઇયા—એકબીજાનાં શરીરને મેળવી વ્યાધિ કરાવેલ હોય.
૫. સંઘટ્ટિયા—સંઘટ્ટના-સ્પર્શના કરી ખેદ પમાડ્યો હોય.
પરિયાવિયા—પરિતાપ, દુઃખ ઉપજાવ્યું હોય.

૭. કિલામિયા—કિલામણા-ગ્લાનિ ઉત્પન્ન કરી હોય.
૮. ઉદ્દવિયા--ઉપદ્રવ, ત્રાસ, ધ્રાસકો પમાડ્યો હોય.
૯. ઠાણાઓઠાણં—એક સ્થાનેથી બીજે સ્થાને.
સંક્રામિયા—સંક્રમણ ( લઇ જવું ) કર્યું હોય.
૧૦. જીવિયાઓ—જીવિતથી.
વવરોવિયા—જુદા કર્યા-મારી નાંખ્યા હોય.
તસ્સ મિચ્છા મિ દુક્કડં-( ઉપર પ્રમાણે કાંઇ પણ થયું હોય ) તેનું તે સંબંધી દુષ્કૃત-પાપ લાગ્યું હોય તે મિથ્યા થાઓ.

---

## પાઠ ૪ થો-તસ્સ ઉત્તરીનો.

### ( કાઉસગ્ગના આગાર બતાવવાનો )

તસ્સ—તેની ( ઇરિયા વહિયાના પાઠથી આલોવતાં છતાં રહી ગયેલ પાપવાળા આત્માની ).
ઉત્તરીકરણેણં—વિશેષ શુદ્ધિ કરવાને.
પાયચ્છિત્તકરણેણં--લાગેલાં પાપનું છેદન કરવાને.
વિસોહિકરણેણં--આત્માને (વિશુદ્ધ) વધારે નિર્મળ કરવાને.
વિસલ્લીકરણેણં—ત્રણ શલ્ય ( કપટ, નિયાણું, મિથ્યાત્વ એ ત્રણ ) થી રહિત કરવાને.
પાવાણં કમ્માણં—અઢારે પ્રકારના પાપથી ઉત્પન્ન થએલા આઠ કર્મો, તેને.
નિગ્ઘાયણઠાએ—નિર્ઘાતન એટલે ઉચ્છેદ-નાશ કરવાને અર્થે.
ઠામિ કાઉસ્સગ્ગં—સ્થિત થાઉંછું ( કાયોત્સર્ગ-શરીરના વ્યાપારનો ત્યાગ ) કાઉસગ્ગ પ્રત્યે.

અન્નથ—અન્યત્ર. (બીજું લક્ષમાં રાખવાનું એ છે કે હવે ઉચ્છ્વા-
સાદિ આગારો કહેવાશે, તે વર્જીને કાયાના વ્યાપારનો
ત્યાગ કરવાનો છે. તે આગારો કહે છે:)

ઉસસિએણં—ઉંચો શ્વાસ લેવા વડે—૧.

નિસસિએણં—નીચો શ્વાસ મૂકવા વડે-૨.

ખાસિએણં—ખાંસી, ઉધરસ આવ્યા વડે-૩.

છીએણં—છીંક આવતા વડે-૫.

જંભાઈએણં—બગાસું આવવા વડે-૫.

ઉડુએણં—ઓડકાર આવવા વડે-૬.

વાયનિસગ્ગેણં—વાયુ અધો દ્વારે જતા વડે-૭

ભમલિએ—ભમરી, ચક્કર, ફેર આવ્યા વડે-૮.

પિત્તમુચ્છાએ—પિત્તનો પ્રકોપ તથા મૂર્ચ્છાવડે-૯-૧૦.

સુહુમેહિં અંગસંચાલેહિં—સૂક્ષ્મ અંગના ચાલવા વડે. ૧૧.

સુહુમેહિં ખેલસંચાલેહિં—સૂક્ષ્મ શ્લેષ્મ-કફ-ગળવાથી થતા
સંચાર વડે-૧૨.

સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં—સૂક્ષ્મ દૃષ્ટિના ચાલવા વડે-૧૩.

એવમાઈએહિં આગારેહિં—(જે તેર આગાર ઉપર જણા-
વ્યા ) એ આદિ દઈને એટલે ચોર અથવા રાજા કે અગ્નિ
કે હિંસક પ્રાણીના ભયથી કાઉસગ્ગ છૂટી જાય તો તેવા
પ્રકારના અકસ્માતના આગારે કરીને.

અભગ્ગો—( કરેલ કાઉસગ્ગ ) અભગ્ન-ભાગે નહિ.

અવિરાહિઓ—અવિરાધિત-હાનિ પહોંચે નહિ (એ પ્રકારે)

હુજજ મે કાઉસગ્ગો—મારો કાયોત્સર્ગ હોજો ( ક્યાં સુધી ?)

જાવ—જ્યાં સુધી.

અરિહંતાણં ભગવંતાણં—અરિહંત ભગવાનને.
નમોક્કારેણં—નમસ્કાર વડે.
ન પારેમિ—પારૂં નહિ એટલે કાયોત્સર્ગના પારને ન પામું—સમાપ્ત ન કરૂં.
તાવ—ત્યાં સુધી.
કાયં—શરીરને.
ઠાણેણં—એકજ સ્થાનકે સ્થિર રાખીને.
મોણેણં—મૌન રહીને.
ઝાણેણં—ધર્મધ્યાને કરીને ( મનને એકાગ્ર કરીને )
અપ્પાણં વોસિરામિ—સાવદ્ય વ્યાપાર થકી આત્માને ( કાયાને ) દૂર કરૂં છું.

---

## પાઠ ૫ મો-લોગસ્સનો ( જિન સ્તુતિનો )

લોગસ્સ ઉજ્જોયગરે, ધમ્મતિથ્થયરે જિણે;
અરિહંતે કિત્તઈસ્સં, ચઉવિસંપિ કેવલી. ૧
ઉસભમજિયં ચ વંદે, સંભવમભિનંદણં ચ સુમઇં ચ;
પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે. ૨
સુવિહિં ચ પુપ્ફદંતં, શીયલસિજ્જંસ વાસુપુજ્જં ચ;
વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ૩
કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ;
વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ૪
એવં મએ અભિથુયા, વિહુય રયમલા પહીણજરમરણા;
ચઉવીસં પિ જિણવરા, તિથ્થયરા મે પસીયંતુ. ૫

કિત્તિય વંદિય મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા;
આરૂગ્ગ બોહિલાભં, સમાહિ વરમુત્તમં દિંતુ. ૬
ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા;
સાગરવર ગંભીરા, સિદ્ધાસિદ્ધિ મમ દીસંતુ. ૭

---

લોગસ્સ—લોકના (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ ત્રણ લોકને વિષે )
ઉજ્જોયગરે—ઉદ્યોત-પ્રકાશના કરનારા ( કેવળ જ્ઞાનરૂપ પ્રદીપથી )
ધમ્મતિથ્થયરે—જેનાથી તરાય છે એવા ધર્મરૂપ તીર્થના કરનારા.
જિણે—રાગદ્વેષને જીતનારા એવા જીનોને.
અરિહંતે—કર્મરૂપ શત્રુને હણનારા અરિહંતોને.
કિત્તઇસ્સં—કીર્તન-પ્રશંસા-સ્તુતિ કરીશ.
ચઉવિસં પિ—ચોવીશ તીર્થંકરો તથા તે સિવાય બીજા પણ.
કેવલી—કેવળજ્ઞાનીઓને.
ઉસભ—શ્રી રૂષભદેવને ૧.
અજિયં ચ વંદે—અને શ્રી અજીતનાથને વાંદું છું ૨.
સંભવ—શ્રી સંભવનાથને ૩.
અભિનંદણં ચ—અને શ્રી અભિનંદન સ્વામીને, ૪.
સુમઇં ચ—વળી સુમતિનાથને, ૫.
પઉમપ્પહં—પદ્મપ્રભને, ૬.
સુપાસં—સુપાર્શ્વનાથને, ૭.
જિણં ચ ચંદપ્પહં વંદે—વળી જીન એવા ચંદપ્રભુને વાંદું છું ૮.
સુવિહિં ચ પુપ્ફદંતં—વળી સુવિધિ પ્રભુનું બીજું નામ પુષ્પદંત પ્રભુ પણ છે તમને ૯.
સિયલ—શ્રી શીતળનાથને, ૧૦.

સિજ્જંસ—શ્રી શ્રેયાંસનાથને, ૧૧.
વાસુપુજ્જં ચ—અને શ્રી વાસુપૂજ્યને, ૧૨.
વિમલ—શ્રી વિમળનાથને, ૧૩.
મણંતં ચ જિણં—શ્રી અનંતનાથજીને, વળી ૧૪.
ધમ્મં—ધર્મનાથને, ૧૫.
સંતિં ચ વંદામિ—વળી શાંતિનાથને વાંદું છું. ૧૬.
કુંથું—શ્રી કુંથુનાથને, ૧૭.
અરં ચ—શ્રી અરનાથને વળી ૧૮.
મલ્લિં—શ્રી મલ્લિનાથને, ૧૯.
વંદે મુણિસુવ્વયં—વાંદુ છું શ્રી મુનિસુવ્રતને, ૨૦
નમિજિણં ચ—તથા નમિજીનને ૨૧.
વંદામિ રિટ્ઠનેમિં—વાંદું છું શ્રી અરિષ્ટનેમિને, ૨૨.
પાસં તહ—શ્રી પાર્શ્વનાથને તથા ૨૩.
વદ્ધમાણં ચ—શ્રી વર્ધમાનને (મહાવીર સ્વામીને). ૨૪.
એવં મએ—એ પ્રકારે મેં-મારા જીવે.
અભિથુયા—નામપૂર્વક સ્તવ્યા-સ્તુતિ કરી
વિહુય રયમલા—(તે તીર્થંકરો કેવા છે?) ટાળી છે કર્મરૂપ રજ જેમણે એવા
પહીણ જરમરણા—પ્રક્ષીણ-ક્ષય કર્યા છે જરા ને મરણ જેમણે.
ચઉવિસં પિ—ચોવીશે તીર્થંકરો તથા અન્ય પણ
જિણવરા—જીનવરો એટલે સામાન્ય કેવળજ્ઞાની
તિથ્થયરા મે—તીર્થંકર દેવો મારા ઉપર
પસીયંતુ—પ્રસન્ન થાઓ-કૃપા કરો.
કિત્તિય—કિર્તિત-ઇંદ્રાદિથી કીર્તના કરાયેલા.

**વંદિય**—વંદિત-ઇંદ્રાદિથી વંદાયેલા.
**મહિયા**—મહિત-ઇંદ્રાદિથી પૂજાયેલા.
**જે એ**—એવા જે તે.
**લોગસ્સ**—લોકના ( લોકના વિષે )
**ઉત્તમા**—ઉત્તમ-પ્રધાન
**સિદ્ધા**--સિદ્ધ થયા છે-(નેષ્ઠિતાર્થે) જેના સર્વ અર્થ સંપૂર્ણ થયા છે.
**આરૂગ્ગ**—આરોગ્યતા-રોગરહિતપણું.
**બોહિલાભં**—બોધિલાભ-સમ્યક્ત્વને.
**સમાહિવરમુત્તમં દિંતુ**—પ્રધાન અને ઉત્તમ પ્રકારની સમાધ ( પરમ શાંતિ ) ને દ્યો-આપો.
**ચંદેસુ નિમ્મલયરા**—ચંદ્રમા કરતાં અતિશય નિર્મળ.
**આઇચ્ચેસુ અહિયં પયાસયરા**—સૂર્યથકી અધિક પ્રકાશના કરનારા.
**સાગરવર ગંભીરા**—સાગરમાં મોટો સ્વયંભૂરમણ સમુદ્ર તેની પેઠે ગંભીર એવા.
**સિદ્ધાસિદ્ધિં મમ દિસંતુ**—સિદ્ધપરમાત્મા ! સિદ્ધિ-મુક્તિ મને આપો.

---

## પાઠ ૬ ઠો-કરેમિ ભંતેનો.
### ( સામાયક આદરવાની વિધિનો )

**દ્રવ્યથકી સાવજ્જ જોગનાં પચ્ચખાણ**--જે પાપ વસ્તુ તેના યોગને ત્યજું છું.
**ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે**--( તે પાપો કયા ક્ષેત્ર આશ્રી ? ) સર્વ લોકના પ્રમાણમાં.
**કાળ થકી બે ઘડી ઉપરાંત ન પાળું ત્યાંસુધી**—(તેનો વખત કેટલો ?) બે ઘડી ઉપરાંત મારી ઇચ્છાપર્યંત.

**ભાવ થકી ૭ કોટીયે પચ્ચખ્ખાણ**--મારા શુદ્ધ અંતઃકરણે કરી ૭ પ્રકારે પાપયોગને ત્યજું છું ( બંધી કરૂં છું). (આટલો પાઠ આચાર્યોએ પાછળથી વધારે સમજણ પડે તેટલા માટે ગુજરાતી ભાષામાં યોજેલો છે ) હવે પચ્ચખાણનો મૂળ પાઠ.

**કરેમિ ભંતે**—( હું ) કરૂં છું હે પૂજ્ય ભગવન્—ભદંત ( કલ્યાણકારી ) ભયાંત ( ભયનો અંત કરનાર ) ભવાંત ( ભવનો અંત કરનાર ).

**સામાઈયં**—સામાયિકને.

**સાવજ્જં જોગં**—સાવદ્ય-પાપ તેના યોગ એટલે વ્યાપારને.

**પચ્ચખામિ**—બંધ કરૂં છું, નિષેધું છું, ત્યજું છું.

**જાવ**—જ્યાં સુધી.

**નિયમં**—( ઉપર વખત જણાવેલ છે ) તે મર્યાદા સુધી.

**પજ્જુવાસ્સામિ**—એ વ્રતને સેવું ને તેમાં જ વર્તુ.

**દુવિહં**—બે પ્રકારે } નીચે બે કરણ અને
**તિવિહેણં**—ત્રણ પ્રકારે } ત્રણ યોગ બતાવે છે તે.

**ન કરેમિ**—હું પોતે સાવદ્ય વ્યાપાર(પાપ)કરૂં નહિ } આ પ્રકારના બે
**ન કારવેમિ**--અન્ય પાસે પાપ કરાવું નહિ } કરણ કહેવાય છે.

**મણસા**--મને કરી
**વયસા**—વચને કરી } આ ત્રણ પ્રકારના યોગ ગણાય છે.
**કાયસા**—કાયાએ કરી

**તસ્સ ભંતે**—તે બે કરણ ને ત્રણ યોગે ગુણતાં ૭ કોટીએ ( ૭ પ્રકારે ) એ પાપરૂપ વ્યાપારોને હે ભગવન્.

**પડિક્કમામિ**—ત્યજું છું-તેથી નિવર્તુ છું.

**નિંદામિ**—તે પાપોને આત્મસાક્ષીએ નિંદું છું.

અરિહામિ—ગર્હા કરૂં છું-ગુરૂ સાક્ષીએ ધિક્કારૂં છું.
અપ્પાણં—અશુભ યોગમાં પ્રવેશ કરતા આત્માને પાપો થકી
વોસિરામિ—ત્યજું છું.

---

## પાઠ ૭ મો-નમોત્થુણંનો.

નમોત્થુણં—નમસ્કાર હો.
અરિહંતાણં—શ્રી અરિહંતો ( કર્મ શત્રુને હણનારા )ને
ભગવંતાણં—શ્રી સિદ્ધ ભગવંતોને (તે પ્રભુ કેવા છે ? તેનાં વિશે-
 ષણો નીચે પ્રમાણે.)
આઇગરાણં—ધર્મની આદિના કરનારા એટલે ધર્મના પ્રથમ સ્થાપકો.
તિત્થયરાણં—ચાર તીર્થો ( સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા )
 ના સ્થાપનારા.
સયંસંબુદ્ધાણં-સ્વયં-પોતાની મેળે સર્વ પ્રકારના બોધને પામનારા.
પુરિસોત્તમાણં—પુરૂષોમાં ઉત્તમ-પ્રધાન.
પુરિસસિહાણં—પુરૂષોમાં સિંહ સમાન.
પુરિસવરપુંડરિયાણં—પુરૂષોમાં પ્રાધાન ઉજવળ પુંડરિક કમળના
 સમાન.
પુરિસવરગંધહત્થીણં—પુરૂષોમાં પ્રધાન ગંધહસ્તિ સમાન.
લોગુત્તમાણં—ત્રણ લોકમાં ઉત્તમ.
લોગનાહાણં—ત્રણ લોકના નાથ.
લોગહિયાણં—ત્રણ લોકના હિત કરનારા.
લોગપઇવાણં—ત્રણ લોકને વિષે પ્રદીપ સમાન.
લોગપજ્જોયગરાણં—ત્રણ લોકમાં પ્રદ્યોત કરનારા.
અભયદયાણં—અભય દાનના દેનારા.

ચક્ખુદયાણં—જ્ઞાનરૂપ ચક્ષુ દેનારા.

મગ્ગદયાણં—મોક્ષ માર્ગના બતાવનારા.

સરણદયાણં—જન્મ મરણથી ત્રાસ પામેલને શરણે રાખનારા.

જીવદયાણં—સંયમ અથવા જ્ઞાનરૂપ જીવતરના આપનારા.

બોહિદયાણં—સમ્યક્ત્વરૂપ સદ્બોધને આપનારા.

ધમ્મદયાણં—ધર્મરૂપ અમર બુટ્ટીના દાતારો.

ધમ્મદેસિયાણં—ધર્મના શુદ્ધ સ્વરૂપને સમજાવનારા.

ધમ્મનાયગાણં—( કર્મની ફોજ સામે યુદ્ધ કરનારા ) ધાર્મિક લશ્કરના નાયકો.

ધમ્મસારહિણં—ધાર્મિક રથના સારથીઓ.

ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં—ધાર્મિક સેનાવડે ચાર ગતિનો અંત ( વિજય ) કરવામાં ચક્રવર્તી સમાન.

દીવો તાણં—( સંસારરૂપ સમુદ્રમાં પડેલા જીવોને ) બેટ સમાન પ્રાણ બચાવનારા.

સરણ ગઈ પઈઠા—ચાર ગતિમાં ધસી પડતા જીવોને શરણ આધારભૂત.

અપ્પડિહયવર નાણ દંસણ ધરાણં—કોઈ પદાર્થથી હણાય નહિ એવા પ્રધાન ( કૈવલ્ય ) જ્ઞાનદર્શનને ધારણ કરનારા.

વિયટ્ટછઉમાણં-વિગત-ગયું છે છદ્મ-કર્મરૂપ આચ્છાદન જેમને એવા.

જિણાણં—રાગદ્વેષને જીતનારા.

જાવયાણં—અને બીજાને જીતાવનારા.

તિન્નાણં—ભવરૂપ સમુદ્રને તરનારા.

તારયાણં—અને બીજાને તારનારા.

બુદ્ધાણં—પોતે તત્વને જાણનારા.

**બોહયાણં**—અને બીજાને તત્વ જણાવનારા.
**મુત્તાણં**—પોતે મુકાણા, અને.
**મોયગાણં**—બીજાને મુકાવનારા.
**સવ્વન્નુણં**—સર્વ જ્ઞાનવાળા-સર્વ પદાર્થને જાણનારા.
**સવ્વદરિસિણં**—સર્વદર્શી ( સર્વ પદાર્થને દેખનારા. )
**સિવ**—ઉપદ્રવરહિત કલ્યાણરૂપ ( આંહીથી બધાં વિશેષણો સિદ્ધ સ્થાનનાં છે. )
**મયલ**—અચલ.
**મરૂય**—રોગરહિત.
**મણંત**—અનંત-જેનો અંત-નાશ નથી એવા.
**મક્ખય**—અક્ષય-જેનો ક્ષય નથી એવા.
**મવ્વાબાહ**—બાધા પીડા રહિત.
**મપુણરાવિત્તિં**—જ્યાંથી ફરીને અવતરવું નથી એવા.
**સિદ્ધિગઈનામધેયં**—સિદ્ધિગતિ એવું નામ છે જેનું.
**ઠાણંસંપત્તાણં**--એ સ્થાનને પામેલા એવા.
**નમો જિણાણં**--જીનોને મારો નમસ્કાર હોજો.
**જિયભયાણં**—કે જેમણે ભય માત્રનો વિજય કર્યો છે.

પહેલું નમોથ્થુણં શ્રી સિદ્ધ ભગવંતજીને કરવાનું છે.

બીજું નમોથ્થુણં શ્રી અરિહંત દેવને કરવાનું છે, તેમાં એવી રીતે સમજવાનું કે પહેલા નમોથ્થુણંની માફક જ પહેલેથી "**સિદ્ધિગઈનામધેયં**" શબ્દ સુધી કહેવું અને "**ઠાણંસંપત્તાણં**" શબ્દના બદલે "**ઠાણંસંપાવિઉં કામાણં**" શબ્દ બોલવો અને ત્યાર પછીના બોલવા નહિ.

ત્રીજું નમોથ્થુણં—વર્તમાનકાળના સ્વધર્માચાર્યને કરવાનું છે તે એવી રીતે કે-માહરા ધર્મગુરૂ, ધર્માચાર્ય, ધર્મોપદેશક,

સમ્યક્ત્વરૂપી બોધિબીજના દાતાર, જીનશાસનના શણગાર, એહવી અનેક સર્વ શુભોપમાએ બિરાજમાન પૂજ્યજી સાહેબજી શ્રી ૧૦૮ ..................સ્વામીજી આદિ, સાધુ સાધ્વીજી વીતરાગની આજ્ઞા પ્રમાણે જ્યાં જ્યાં વિચરે છે, ત્યાં ત્યાં તેઓને મારી સમય સમયની વંદના હોજો.

---

## પાઠ ૮ મો–સામાયક પાળવાની વિધિનો.

**એહવા નવમા સામાયિક વ્રતના**–અંગીકાર કરેલા સામાયિક નામના નવમા વ્રતના.

**પંચ અઇયારા જાણિયવ્વા**–પાંચ અતિચારો છે તે, જાણવા પણ.

**ન સમાયરિયવ્વા**—તે સમાચરવા નહિ ( આદરવા નહિ ).

**તં જહા તે આલોઉં**—તે જેમ છે તેમ વિચારૂં છું.

**મણ દુપ્પડિહાણે**—મન માઠી રીતે પ્રવર્ત્યું હોય.

**વય દુપ્પડિહાણે**--વચન માઠી રીતે પ્રવર્ત્યું હોય.

**કાય દુપ્પડિહાણે**—કાયા માઠી રીતે પ્રવર્તી હોય.

**સામાઈયસ્સ સઈ અકરણયાએ**--સામાયિકને આદર્યા છતાં પૂર્ણ કર્યું ન હોય.

**સામાઈયસ્સ અણવઠિયસ્સ કરણયાએ**--સામાયિક અવ્યવસ્થિતપણાએ કર્યું હોય.

**તસ્સ મિચ્છામિ દુક્કડં**--તેનું પાપ મારૂં મિથ્યા થાઓ.

---

**સામાયિક સમકાએણં**--સામાયિકને સમ્યક્ પ્રકારે કાયાએ કરીને.

**ન ફાસિયં, ન પાલિયં, ન તિરિયં,**—ન સ્પર્શ્યું ( અંગીકાર કર્યું ) હોય, ન પાળ્યું હોય, ન પાર ઉતાર્યું હોય.

**ન કિટ્ટિયં, ન સોહિયં, ન આરાહિયં,**—ન કીર્તના કરી હોય,

ન શુદ્ધ કર્યું હોય, ન આરાધના કરી હોય.
આણાએ અણુપાલિતા ન ભવઈ--આજ્ઞાનુસાર પાલન કર્યું ન હોય.
તસ્સ મિચ્છા મિ દુક્કડં--તે સંબંધીનું મારૂં પાપ મિથ્યા થાઓ.

---

સામાયિકમાં દશ મનના, દશ વચનના, બાર કાયાના એમ બત્રીશ દોષ માંહેલો જે કોઈ દોષ લાગ્યો હોય તો, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

સામાયિકમાં સ્રીકથા, ભત્તકથા, દેશકથા, રાજકથા એ ચાર વિકથા માંહેલી કોઈ કથા કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

સામાયિકમાં આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા, એ ચાર સંજ્ઞા માંહેલી કોઈ સંજ્ઞાનું સેવન કર્યું હોય તો, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

સામાયિકમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં અજાણતાં, મને વચને કાયાએ કરી કોઈ દોષ લાગ્યો હોય તો, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

સામાયિક વ્રત વિધિએ લીધું, વિધિએ પાળ્યું, વિધિએ કરતાં અવિધિએ થયું હોય તો, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

સામાયિકમાં કાનો, માત્રા, મીંડી, પદ, અક્ષર, હ્રસ્વ દીર્ઘ, ઓછું અધિક, વિપરીત ભણાણું હોય તો, અનંત સિદ્ધ કેવળી પ્રભુની સાક્ષીએ, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

## સામાયિક વ્રતનો વિધિ.

પ્રથમ મુહપત્તિ જોઇને બાંધવી, પાથરણું તપાસી પાથરવું, ગુચ્છો રજોહરણ તપાસીને રાખવાં, પહેરવા ઓઢવાનાં બે કપડાં સાફ રાખવાં, પાથરણાપર બેસી સામાયક વ્રત આદરતી વખતે **પાઠ** ૧ લાથી **પાઠ** ૪ થા સુધી બોલી જવા. પછી **પાઠ** ૩ જા તથા **પાઠ** ૧ લાનો કાયોત્સર્ગ કરવો. ત્યારપછી **પાઠ** ૫ મો બોલીને સામાયક માટે ગુરૂ મહારાજની સવિનય આજ્ઞા લઇ **પાઠ ૬ ઠો** બોલવો. ગુરૂ હાજર ન હોય તો ઇશાન કોણ સન્મુખ શ્રી સીમંધર સ્વામીને વંદના કરી તેમની આજ્ઞા લેવી. ) ત્યારપછી **પાઠ ૭ મા** માં બતાવ્યા પ્રમાણે ત્રણ "**નમોથ્થુણં**" અને નવકાર મંત્ર બોલવા.

સામાયિકનો સમય પૂર્ણ થયે પ્રથમ પાંચ પાઠ સુધીની ક્રિયા બધી ઉપર પ્રમાણે કરવી. ગુરૂની આજ્ઞા લેવાની હોતી નથી તેથી આગળ છઠ્ઠા પાઠને બદલે **પાઠ ૮ મો** બોલવો. પછી ત્રણ "**નમોથ્થુણં**" બોલીને નમસ્કાર મંત્રનો ત્રણ વખત ઉચ્ચાર કરવાથી સામાયિક વ્રત પૂર્ણ થાય છે.

---

श्री वीतरागदेवाय नमः ॥

# શ્રી પ્રતિક્રમણ સૂત્ર.

"સામાયિક" અંગીકાર કર્યા પછી સવિનયે ઉભા થઈ બે હાથ જોડી ગુરૂજીને યથાવિધિ વંદના કરી "પહેલા આવશ્યકની આજ્ઞા" માગી "इच्छामिणं भंते" ના પાઠથી ઉચ્ચાર કરવો.

### પાઠ ૧ લો इच्छामिणं भंतेनो.

ઇચ્છામિણં ભંતે તુબ્ભેહિં અભણુ નાયસમાણે દેવસિ પડિક્કમણું ઠાએમિ ॥ દેવસિ જ્ઞાન દર્શન ચારિત્ર (તપ*) અતિચાર ચિંતવનાર્થે કરેમિ કાઉસગ્ગં ॥ ૧ ॥

---

(અહીં "નમોક્કાર" નો પાઠ અને "કરેમિ ભંતે સામાઈયં" થી માંડી "વોસિરામિ" સુધીનો પાઠ બોલવો.)

### પાઠ ૨ જો इच्छामि ठामि काउसग्गंनो.

ઇચ્છામિ ઠામિ કાઉસગ્ગં ॥ જો મે દેવસીઓ અઇયારો કઓ ॥ કાઇઓ વાઇઓ માણસીઓ ॥ ઉસુત્તો ઉમગ્ગો ॥ અકપ્પો અકરણિજ્જો ॥ દુજ્ઝાઓ દુવિચિંતિઓ ॥ અણાચારો અણિચ્છિયવ્વો ॥ અસાવગ પાઉગ્ગો ॥ નાણે તહ દંસણે ચરિતાચરિતેય ॥ સુએસામાઇએ ॥ તિન્હં ગુત્તિણં ॥ ચઉન્હં કસાયાણં ॥ પંચન્હં અણુવયાણં ॥ તિન્હં ગુણ-

* તપ-શબ્દ રાત્રી પ્રતિક્રમણમાં જ કહેવાનો છે.

વયાણું ॥ ચઉન્હં સિક્ખાવયાણું ॥ બારસ્સવિહસ્સ સાવગ-ધમ્મસ્સ ॥ જંખંડિયં, જંવિરાહિયં, તસ્સમિચ્છામિદુક્કડં ૨

---

અહીં " તસ્સઉત્તરીકરણેણું " નો પાઠ બોલવો; અને *નવાણુ અતિચારનો કાઉસગ્ગ કરવો. ( ઇતિ પ્રથમ આવશ્યક સમાપ્ત ॥ ૧ ॥ )

( પછી પૂર્વની પેઠે ઉભા થઇ બીજા આવશ્યકની આજ્ઞા માગવી. )" લોગસ્સ " નો પાઠ બોલવો. ( ઇતિ બીજો આવશ્યક સમાપ્ત ॥ ૨ ॥ )

---

(પછી ઉભા થઇ ત્રીજા આવશ્યકની આજ્ઞા માગવી, ને નીચેનો પાઠ બોલવો.)

**પાઠ ૩ જો इच्छामि खमासमणानो.**

( આ પાઠ ઉત્કૃષ્ટી વંદણાનો છે ને તે ઉત્કટ આસને બેસીને બે વખત બોલાય છે. )

ઇચ્છામિ ખમાસમણો ॥ વંદિઉં ॥ જાવણિજ્જાએ ॥ નિસી-હિયાએ ॥ અણુજાણહ મે મિ ઉગ્ગહં ॥ નિસીહિ અહો કાયં॥

---

* નવાણુ અતિચારની વિગત—જ્ઞાનનાં અતિચાર " જંવાઇધં " આદિ ૧૪, સમકિતનાં " શંકા " આદિ અતિચાર ૫, પહેલા છ વ્રતનાં દરેકનાં પાંચ પાંચ મળી ૩૦, સાતમા વ્રતનાં " સચિત્તાહારે " આદિ ૫ અને " ઇંગાલકમ્મે " આદિ ૧૫ કુલ ૨૦, આઠમા વ્રતથી માંડી બારમા વ્રત સુધીનાં દરેકનાં પાંચ પાંચ મળી ૨૫, સંથારાના ૫ એમ કુલ મળી ૯૯ અતિચાર ને એક નમોક્કારનો કાઉસગ્ગ કરવો.

કાયસંફાસં ॥ ખમણિજ્જોભેકિલામો ॥ અપ્પકિલંતાણું ॥ બહુસુભેણુંભે ॥ દિવસો વઇકંતો ॥ જત્તાભે ॥ જવણિ જં ચ ભે ॥ ખામેમિ ॥ ખમાસમણો દેવસિયં, વઇક્કમં આવસિયાએ પડિક્કમામિ, ખમાસમણાણું ॥ દેવસીઆએ ॥ આસાયણાએ ॥ તિતિસંનયરાએ ॥ જંકિંચિમિછ્છાએ ॥ મણદુક્કડાએ ॥ વયદુક્કડાએ ॥ કાયદુક્કડાએ ॥ કોહાએ ॥ માણાએ ॥ માયાએ ॥ લોહાએ ॥ સવ્વ કાલિયાએ ॥ સવ્વમિછ્છોવયારાએ ॥ સવ્વધમ્માઇકમણાએ ॥ આસાયણાએ ॥ જોમેદેવસીઓ ॥ અઇયારોકઓ ॥ તસ્સ ખમાસમણો ॥ પડિક્કમામિ ॥ નિંદામિ ॥ ગરિહામિ ॥ અપ્પાણું વોસિરામિ ॥૩॥

**ઇતિ ત્રીજો આવશ્યક સમાપ્ત ॥ ૩ ॥**

---

(અહીંઆ ઉભા થઇ પૂર્વની પેઠે ચોથા આવશ્યકની આજ્ઞા માગવી.)

**पाठ ४ थो ज्ञानना अतिचारनो.**

દિવસ સંબંધી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આળોઉં. આગમે ॥ તિવિહે ॥ પન્નત્તે ॥ તંજહા ॥ સુત્તાગમે ॥ અથ્થાગમે ॥ તદુભયાગમે ॥ એહવા શ્રીજ્ઞાનને વિષે જે અતિચાર લાગ્યો હોય તે આળોઉં ॥ જંવાઇધં ॥ વચ્ચામેલીયં ॥ હીણખરં ॥ અચ્ચખરં ॥ પયહીણું ॥ વિણયહીણું ॥ જોગહીણું ॥ ઘોસહીણું ॥ સુઠુદિન્નં ॥ દુઠુપડિછિયં ॥ અકાલેકઓસઝ્ઝાઓ ॥

કાલેનકઓસજ્ઝાઓ ॥ અસજ્ઝાઇએ સજ્ઝાઇયં ॥ સજ્ઝાઇએ નસજ્ઝાઇયં ॥ તસ્સ મિચ્છા મિ દુક્કડં ॥ ૪ ॥

---

## पाठ ५ मो समाकितनो.

દંસણ સમકિત ॥ પરમથ્થ સંથવો વા ॥ સુદિઠપરમથ્થ ॥ સેવણાવાવિ ॥ વાવન્ન કુદંસણ વજ્જણા ॥ સમત્તસદ્દહણા ॥ એહવા સમકિતના સમણોવાસએણં ॥ સમત્તસ્સ પંચ અઇયારા ॥ પાયાલા ॥ જાણિયવ્વા ॥ નસમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ સંકા ॥ કંખા ॥ વિતિગિચ્છા ॥ પરપાસંડ પરસંસા ॥ પરપાસંડ સંથવો ॥ એ પાંચ અતિચાર મધ્યે જે કોઇ અતિચાર લાગ્યા હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૫ ॥

---

## पाठ ६ ठो प्राणातिपातनिवृत्तिनो.

પહિલું અણુવ્રત થુલાઓ ॥ પાણાઇવાયાઓ ॥ વેરમણં ॥ ત્રસ જીવ ॥ બેઇંદ્રિય ॥ તેઇંદ્રિય ॥ ચઉરિંદ્રિય ॥ પંચેંદ્રિય ॥ જાણી પ્રીછી સ્વસંબંધી શરીર માંહિલા પીડાકારી ॥ સઅપરાધી વિગલેંદ્રિયવિના આકુટીએ હણવા નિમિત્તે હણવાના પચ્ચખાણ ॥ તથા સૂક્ષ્મ એકેંદ્રિય પણ હણવાના પચ્ચખાણ ॥ જાવજીવાએ ॥ દુવિહં ॥ તિવિહેણં નકરેમિ ॥ નકારવેમિ ॥ મણસા ॥ વયસા ॥ કાયસા ॥ એ

હુવા પહિલા થુલપ્રાણાતિપાત વેરમણ વ્રતના ॥ પંચઅઇ-
ચારા ॥ પાયાલા ॥ જાણિયવ્વા ॥ નસમાયરિયવ્વા ॥ તં-
જહા ॥ તે આળોઉં ॥ બંધે ॥ વહે ॥ છવિછેએ ॥ અઇ-
ભારે ॥ ભત્તપાણવોછેએ ॥ એહવા પહેલા વ્રતને વિષે પા-
પદોષ લાગ્યા હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥૬॥

---

### પાઠ ૭ મો મૃષાવાદ વિરમણનો.

બીજું અણુવ્રત થુલાઓ ॥ મુસાવાયાઓ વેરમણં ॥
કન્નાલિક ॥ ગોવાલિક ॥ ભોમાલિક ॥ થાપણમોસો ॥
મોટકી કુડિ સાખ ॥ ઇત્યાદિક મોટકું જૂઠું બોલવાના પચ્ચ-
ખાણ ॥ જાવજીવાએ ॥ દુવિહં ॥ તિવિહેણં ॥ નકરેમિ ॥
નકારવેમિ ॥ મણસા ॥ વયસા ॥ કાયસા ॥ એહવા બીજા
થુલ મૃષાવાદ વેરમણ વ્રતના પંચઅઇયારા ॥ જાણિયવ્વા ॥
નસમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ સહસ્સાભખાણે ॥
રહસ્સાભખાણે ॥ સદારમંતભેએ ॥ મોસોવએસે ॥ કુડલેહ-
કરણે ॥ એહવા બીજા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો,
તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૭ ॥

---

### પાઠ ૮ મો અદત્તાદાન વિરમણનો.

ત્રીજું અણુવ્રત થુલાઓ ॥ અદિનાદાણાઓ વેરમણં ॥
ખાતર ખણી ॥ ગાંઠડી છોડી ॥ તાલા ઉપર કુંચીએ કરી ॥ પડી
વસ્તુ ધણીઆતી જાણી ॥ ઇત્યાદિક મોટકું અદત્તાદાન લેવાનાં

પચ્ચખાણ ॥ સગાં સંબંધી, વ્યાપાર સંબંધી, તથા નિભરમી વસ્તુ ઉપરાંત, અદત્તાદાન લેવાનાં પચ્ચખાણ ॥ જાવજીવાએ ॥ દુવિહં ॥ તિવિહેણં ॥ નકરેમિ ॥ નકારવેમિ ॥ મણુસા ॥ વયસા ॥ કાયસા ॥ એહવા ત્રીજા થુલ અદત્તાદાન વેરમણ વ્રતના ॥ પંચઅઇયારા ॥ જાણિયવ્વા ॥ ન સમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ તિનાહડે ॥ તક્કરપઉગે ॥ વિરૂદ્ધરજાઇક્કમે ॥ કુડતોલે કુડમાણે ॥ તપડિરૂવગવવહારે ॥ એહવા ત્રીજા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૮ ॥

---

### पाठ ९ मो मैथुन विरमणनो.

ચોથું અણુવ્રત થુલાઓ ॥ મેહુણાઓ વેરમણં ॥ *સદારસંતોસીએ ॥ અવસેસં મેહુણવિહંના પચ્ચખાણ ॥ અને જે સ્ત્રી પુરૂષને મૂળ થકી કાયાએ કરી મેહુણ સેવવાનાં પચ્ચખાણ હોય ॥ તેહને દેવતા, મનુષ્ય, તિર્યંચ સંબંધી મેહુણનાં પચ્ચખાણ ॥ જાવજીવાએ ॥ દેવતા સંબંધી ॥ દુવિહં ॥ તિવિહેણં ॥ નકરેમિ ॥ નકારવેમિ ॥ મણુસા ॥ વયસા ॥ કાયસા ॥ મનુષ્ય તિર્યંચ સંબંધી, એગવિહં ॥ એગવિહેણં ॥ નકરેમિ ॥ કાયસા ॥ એહવા ચોથા થુલ મેહુણ વેરમણ વ્રતના પંચઅઇયારા ॥ જાણિયવ્વા ॥ નસમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ ઇતરિય પરિગહિય ગમણે ॥

---

* સ્ત્રીએ " સભર્તાસંતોસીએ " કહેવું.

અપરિગહિય ગમણે ॥ અનંગક્રીડા ॥ પરવિવાહકરણે ॥ કામભોગેસુ તિવ્વાભિલાસા ॥ એહવા ચોથા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૯ ॥

---

## પાઠ ૧૦ મો પરિગ્રહ વિરમણનો.

પાંચમું અણુવ્રત થુલાઓ પરિગ્ગહાઓ વેરમણં ॥ ખેતવથ્થુનું યથા પરિમાણ ॥ હિરણ સોવન્નનું યથા પરિમાણ ॥ ધનધાનનું યથા પરિમાણ ॥ દુપદ ચઉપદનું યથા પરિમાણ ॥ કુવિયનું યથા પરિમાણ ॥ એ યથા પરિમાણ કીધું છે તે ઉપરાંત પોતાનો પરિગ્રહ કરી રાખવાનાં પચ્ચખાણ ॥ જાવજીવાએ ॥ એગવિહં ॥ તિવિહેણં ॥ નકરેમિ ॥ મણસા ॥ વયસા ॥ કાયસા ॥ એહવા પાંચમા થુલ પરિગ્રહ પરિમાણ વેરમણ વ્રતના પંચઅઈયારા ॥ જાણિયવ્વા ॥ ન સમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ ખેતવથ્થુ પમાણાઇક્કમે ॥ હિરણસોવન પમાણાઇક્કમે ॥ ધનધાન પમાણાઇક્કમે ॥ દુપદ ચઉપદ પમાણાઇક્કમે ॥ કુવિય પમાણાઇક્કમે ॥ એહવા પાંચમા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૧૦ ॥

---

## પાઠ ૧૧ મો દિશાપરિમાણનો.

છઠું દિશિવ્રત ॥ ઉદ્ધદિશિનું યથા પરિમાણ ॥ અધોદિશિનું યથા પરિમાણ ॥ તિરિયદિશિનું યથા પરિમાણ ॥

એ યથા પરિમાણ કીધું છે, તે ઉપરાંત સઇચ્છાએ કાયાએ જઇને પાંચે આશ્રવ સેવવાનાં પચ્ચખાણ ॥ જાવજીવાએ ॥ દુવિહં ॥ તિવિહેણું ॥ નકરેમિ નકારવેમિ ॥ મણુસા ॥ વયસા ॥ કાયસા ॥ એહવા છઠ્ઠા દિશિ વેરમણ વ્રતના પંચઅઇયારા ॥ જાણિયવ્વા ॥ નસમાયરિયવ્વા ॥ તંજહા તે આળોઉં ॥ ઉઢ્ઢદિશિ પમણાઇક્કમે ॥ અધોદિશિ પમાણાઇક્કમે ॥ તિરિયદિશિ પમાણાઇક્કમે ॥ ખેતવુઢ્ઢિ ॥ સઇઅંતરધાએ ॥ એહવા છઠ્ઠા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૧૧ ॥

---

પાઠ ૧૨ મો ભોગોપભોગ મર્યાદાનો.

સાતમું વ્રત ઉવભોગ–પરિભોગ–વિહં પચ્ચખાયમાણે ॥ ૧ ઉલ્લણીઆવિહં ૨ દંતણવિહં ૩ ફળવિહં ૪ અભિંગણવિહં ૫ ઉવટ્ટણવિહં ૬ મંજ્જણવિહં ૭ વથ્થવિહં ૮ વિલેવણવિહં ૯ પુફ્ફવિહં ૧૦ આભરણવિહં ૧૧ ધુવવિહં ૧૨ પેજવિહં ૧૩ ભખણવિહં ૧૪ ઉદનવિહં ૧૫ સૂપવિહં ૧૬ વિગયવિહં ૧૭ સાકવિહં ૧૮ મહુરવિહં ૧૯ જમણવિહં ૨૦ પાણીવિહં ૨૧ મુખવાસવિહં ૨૨ વાહનિવિહં ૨૩ વાહનવિહં ૨૪ સયણવિહં ૨૫ સચિત્તવિહં ૨૬ દવ્વવિહં ॥ ઇત્યાદિકનું યથા પરિમાણ કીધું છે, તે ઉપરાંત ઉવભોગ પરિભોગ ભોગ નિમિત્તે ભોગવવાનાં પચ્ચખાણ ॥ જાવજીવાએ ॥ એગવિહં ॥ તિવિહેણું ॥ નક-

રેમિ ॥ મણુસા ॥ વયસા ॥ કાયસા ॥ એહવા સાતમા ઉવભોગ પરિભોગ દુવિહે પન્નતે તંજહા ॥ ભોયણાઉય ॥ કમ્મઉય ॥ ભોયણાઉય સમણોવાસએણં ॥ પંચઅઇયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા ॥ તંજહા તે આળોઉં ॥ સચિત્તાહારે ॥ સચિત્તપડિબદ્ધાહારે ॥ અપ્પોલિઓ સઇ ભખ્ખણયા ॥ દુપ્પોલીઓ સઇ ભખ્ખણયા ॥ તુછો સઇ ભખ્ખણયા ॥ કમ્મઉણં સમણોવાસએણં ॥ પન્નરસ કમ્માદાણાઇં ॥ જાણિયવ્વા નસમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ ઇંગાલકમ્મે ॥ વણકમ્મે ॥ સાડિકમ્મે ॥ ભાડિકમ્મે ॥ ફોડિકમ્મે ॥ દંતવાણિજ્જે ॥ કેસવાણિજ્જે ॥ રસવાણિજ્જે ॥ લખવાણિજ્જે ॥ વિસવાણિજ્જે ॥ જંતપીલણકમ્મે ॥ નિલંછણકમ્મે ॥ દવગ્ગિદાવણયા ॥ સરદહતલાગ પરિસોસણઆ ॥ અસઇ પોસણઆ ॥ એહવા સાતમા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૧૨ ॥

---

## पाठ १३ मो अनर्थदंड विरमणनो.

આઠમું વ્રત અણુથ્થાદંડનું વેરમણં ॥ ચઉવિહે અણુથ્થાદંડે ॥ પન્નતે ॥ તંજહા ॥ અવજ્ઝાણાચરિયં ॥ પમાયાચરિયં ॥ હિંસપયાણં ॥ પાવકમ્મોવએસં ॥ એહવા આઠમા અણુથ્થાદંડ સેવવાનાં પચ્ચખાણ ॥ જાવજીવાએ ॥ દુવિહં ॥ તિવિહેણં ॥ નકરેમિ ॥ નકારવેમિ ॥

મણુસા ॥ વયસા ॥ કાયસા ॥ એહવા આઠમા અણુથ્થાદંડ વેરમણ વ્રતના પંચઅઈયારા ॥ જાણિયવ્વા ॥ નસમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ કંદપ્પે ॥ કુકકુઈએ ॥ મોહરિએ ॥ સંજુતાહિગરણે ॥ ઉવભોગ પરિભોગ અઇરત્તે ॥ એહવા આઠમા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૧૩॥

---

## पाठ १४ मो सामायकव्रतनो.

નવમું સામાયિક વ્રત સાવજ્જજોગનું વેરમણં ॥ જાવનિયમ પજ્જુવાસ્સામિ ॥ દુવિહં ॥ તિવિહેણં ॥ નકરેમિ ॥ નકારવેમિ ॥ મણુસા ॥ વયસા ॥ કાયસા ॥ એહવી સદ્દહણા પરૂપણાએ કરી સામાયિકનો અવસર આવે સામાયિક કરીએ તિવારે ફરસનાએ કરી શુદ્ધ હોજો ॥ એહવા નવમા સામાયિક વ્રતના પંચઅઇઆરા ॥ જાણિયવ્વા ॥ નસમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ મણદુપ્પડિહાણે ॥ વયદુપ્પડિહાણે કાયદુપ્પડિહાણે ॥ સામાઇયસ્સ સઇ અકરણયાએ ॥ સામાઇસ્સ અણવઠિયસ્સ કરણયાએ ॥ એહવા નવમા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૧૪ ॥

---

## पाठ १५ मो दिशावगासीयानो.*

દશમું દિશાવગાસિક વ્રત ॥ દિનપ્રત્યે પ્રભાતથકી પ્રારંભીને પૂર્વાદિક છ દિશિ જેટલી ભૂમિકા મોકળી રાખી છે તે ઉપરાંત સઇચ્છાએ કાયાએ જઇને પાંચે આશ્રવ સેવવાનાં પચ્ચખાણ ॥ જાવ અહોરત્તં ॥ દુવિહં ॥ તિવિહેણં ॥ નકરેમિ ॥ નકારવેમિ ॥ મણુસા ॥ વયસા ॥ કાયસા ॥ જેટલી ભૂમિકા મોકળી રાખી છે તે માંહિ દ્રવ્યાદિકની મર્યાદા કીધી છે તે ઉપરાંત ઉવભોગ પરિભોગ ભોગનિમિત્તે ભોગવવાનાં પચ્ચખાણ ॥ જાવ અહોરત્તં એગવિહં ॥ તિવિહેણં ॥ નકરેમિ ॥ મણુસા ॥ વયસા ॥ કાયસા ॥ એહવા દસમા દિશાવગાસિક વ્રતના પંચઅઇયારા ॥ જાણિયવ્વા ॥ નસમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ આણુવણુપઓગે ॥ પેસવણપઓગે ॥ સદ્દાણુવાએ ॥ રૂવાણુવાએ ॥ બહિયા પોગ્ગલપખેવે ॥ એહવા દશમા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૧૫ ॥

---

* ૧૦ મું દિશાવગાશિક વ્રત બાંધવાનો વિધિઃ–દ્રવ્યથકી સાવજ્જજોગ સેવવાનાં પચ્ચખાણ, ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાળથકી કાલનો દિવસ ઉગ્યા સુધિ, ભાવથકી છ કોટીએ પચ્ચખાણ, દશમું દિશાવગાશિક વ્રત જાવ અહોરત્તં પજ્જુવાસ્સામિ, દુવિહં તિવિહેણં–નકરેમિ, ન કારવેમિ, મણુસા વયસા કાયસા, તસ્સ ભંતે, પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ અપ્પાણં વોસિરામિ.

## पाठ १६ मो पौषधव्रतनो.*

અગ્યારમું પૌષધવ્રત ॥ અસણું ॥ પાણું ॥ ખાઇમં ॥ સાઇમંના પચ્ચખાણ ॥ અબ્રહ્મના પચ્ચખાણ ॥ મણિસોવનના પચ્ચખાણ ॥ માલાવન્નગવિલેવણના પચ્ચખાણ ॥ સથ્થમુસલાદિક સાવજજોગના પચ્ચખાણ ॥ જાવઅહોરત્તં પજ્જુવાસ્સામિ ॥ દુવિહં ॥ તિવિહેણું ॥ નકરેમિ ॥ નકારવેમિ ॥ મણસા ॥ વયસા ॥ કાયસા ॥ એહવી સદ્દહણા પરૂપણાએ કરી પોષાનો અવસર આવે, પોષો કરૂં તિવારે ફરસનાએ કરી શુદ્ધ હોજો ॥ એહવા અગ્યારમા પડિપુણ્ણ પૌષધ વ્રતના પંચઅઇયારા ॥ જાણિયવ્વા ॥ ન સમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ અપડિલેહિય દુપડિલેહિય સેજ્જાસંથારએ ॥ અપમજ્જિય દુપમજ્જિય સેજ્જાસંથારએ ॥ અપડિલેહિય દુપડિલેહિય ઉચ્ચાર પાસવણ ભૂમિ ॥ અપમજ્જિય દુપમજ્જિય ઉચ્ચાર પાસવણ ભૂમિ ॥ પોસહસ્સ સમંઅણાણુ પાલણયા ॥ એહવા અગ્યારમા વ્રતને વિષે પાપદોષ લાગ્યો હોય તો, તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૧૬ ॥

---

* ૧૧ મું પડિપૂર્ણ પૌષધવ્રત બાંધવાનો વિધિઃ–દ્રવ્યથકી સાવજ્જજોગ સેવવાનાં પચ્ચખાણ, ક્ષેત્રથકી આખા લોકપ્રમાણે, કાળથકી કાલનો દિવસ ઉગ્યા સુધિ, ભાવથકી છ કોટીએ પચ્ચખાણ, અગ્યારમું પડિપુણ પૌષધવ્રત, અસણં, પાણં, ખાઇમં, સાઈમંના પચ્ચખાણ, અબ્રહ્મ સેવવાનાં પચ્ચખાણ, મણિસુવર્ણનાં પચ્ચખાણ, માલાવન્નગવિલેવણનાં પચ્ચખાણ, સથ્થમૂસલાદિક સાવજ્જજોગ સેવવાનાં પચ્ચખાણ, જાવઅહોરત્તં પજ્જુવાસ્સામિ, દુવિહં તિવિહેણં–ન કરેમિ, ન કારવેમિ, મણસા વયસા કાયસા, તસ્સ ભંતે, પડિ૦, નિંદા૦, ગરિ૦, અપ્પાણં વો૦

## ૧૧ મું. પૌષધવ્રત પાળવાનો વિધિ.

એહવા અગ્યારમા પડિપુણ પોષધ વ્રતના પંચ અઈયારા જાણીયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આળોઉં, અપડિલેહિય દુપડિલેહિય સેજ્જા સંથારએ ૧ અપમજ્જિય દુપમજ્જિય સેજ્જા સંથારએ ૨ અપડિલેહિય દુપડિલેહિય ઉચ્ચારપાસવણ ભૂમી ૩ અપમજ્જિય દુપમજ્જિય ઉચ્ચાર પાસવણ ભૂમી ૪ પોસહસ્સ સમં અણાણુ પાલણયા ૫ એ પાંચ અતિચાર માંહીલા જે કાઇ અતિચાર લાગ્યા હોય તો, તસ્સમિછામિ દુક્કડં ૧.

પોષધવ્રતમાં સમકાએણં નફાસિયં નપાલિયં નતિરિયં નકિટ્ટિયં નસોહિયં નઆરાહિયં આણાએ અણુપાલીતા નભવઈ તસ્સમિચ્છામિદુક્કડં ૨.

પોષધવ્રતમાં અકવીશ દોષ માંહીલા જે દોષ લાગ્યા હોય તો, તસ્સમિચ્છામિ દુક્કડં ૩.

પોષધવ્રતમાં સ્રીકથા ભત્તકથા દેશકથા રાજકથા એ ચારકથા માંહીલી કથા કરી હોય તો તસ્સમિચ્છામિદુક્કડં. ૪.

પોષધવ્રતમાં આહારસંજ્ઞા ભયસંજ્ઞા મૈથુનસંજ્ઞા પરિગ્રહસંજ્ઞા એ ચાર સંજ્ઞા માંહેલી કોઇ સંજ્ઞા કરી હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં. ૫.

પોષધવ્રત વિધિએ લીધું વિધીએ પાળ્યું વિધિએ કરતાં અવિધિએ થયું હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં. ૬.

પોષધવ્રતમાં અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અણાચાર જાણતાં અજાણતાં મને વચને કાયાએ કરી જ્ઞાન દર્શન ચારિત્ર અને તપસંબંધી કોઇ દોષ લાગ્યા હોય તો તસ્સમિચ્છામિદુક્કડં ૭.

પોષધવ્રતમાં કાનો માત્રા મીંડી પદ અક્ષર ઓછો અધિક વિપરીત ભણાણો હોય તો અનંત સિદ્ધ કેવળીની સાક્ષીએ મહારે મિચ્છામિદુક્કડં ૮.

---

## ૧૦ મું. વ્રત પાળવાનો વિધિ.

અગ્યારમા વ્રતની પેઠેજ કહેવાનું છે, પણ એટલો ફેર કે ૧૧ માને બદલે ૧૦ મું વ્રત બોલવું.

---

### पाठ १७ मो अतिथि संविभागनो

બારમું અતિથિ સંવિભાગવ્રત ॥ સમણે નિગ્ગંથે ॥ ફાસુએસણિજ્જેણં ॥ અસણં ॥ પાણં ॥ ખાઇમં ॥ સાઇમં ॥ વથ્થ ॥ પડિગ્ગહ કંબલ ॥ પાયપુછણેણં ॥ પાઢીઆરૂ ॥ પીઢ ॥ ફલગ ॥ સેજ્જા સંથારએણં ॥ ઉસહભેસજ્જેણં ॥ પડિલાભેમાણે ॥ વિહરામિ ॥ એહવી સદ્દહણા ॥ પરૂપણાએ કરી સાધસાધવીની જોગવાઈ મિલે, તિવારે ફરસનાએ કરી શુદ્ધ હોજો ॥ એહવા બારમા અતિથિ સંવિભાગ વ્રતના પંચઅઇયારા ॥ જાણિયવ્વા ॥ ન સમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આલોઉં ॥ સચિત્તનિખેવણિયા ॥ સચિત્તપેહણિયા ॥ કાલાઇક્કમે ॥ પરોવએસે ॥ મછરિયાએ ॥ એહવા બારમા વ્રતને વિષે પાપ દોષ લાગ્યો હોય તો, તસ્સમિછ્છામિદુક્કડં ॥ ૧૭ ॥

---

### पाठ १८ मो अणसण ( संथारो ) करवानी विधिनो.

અપછિમ મારણંતિય સંલેહણા ॥ પોષધશાળા પુંજીને ॥ ઉચ્ચારપાસવણભૂમિકા પડિલેહિને ॥ ગમણાગમણે પડિક્કમિને ॥ દર્ભાદિક સંથારો સંથરીને ॥ દર્ભાદિક સંથારો દુરૂહિને ॥ પૂર્વ તથા ઉત્તર દિશિ પલ્યંકાદિક આસને બેસીને ॥ કરયલ સંપગ્ગહિયં ॥ સિરસાવતયં ॥ મથ્થએ ॥ અંજલિકટ્ટુ ॥ એવંવયાસી ॥ નમોથ્થુણં ॥ અરિહંતાણં ॥ ભગવંતાણં ॥ જાવ સંપત્તાણં ॥ એમ અનંતાસિ-

દ્ધને નમસ્કાર કરીને ॥ વર્તમાન પોતાના ધર્મગુરૂ ધર્મા-ચાર્યને નમસ્કાર કરીને ॥ પૂર્વે જે વ્રત આદર્યા છે તે આ-લોઇ, પડીક્કમી, નિંદી, નિસલ્લ થઇને ॥ સવ્વં પાણાઇ-વાયં પચ્ચખામિ ॥ સવ્વં મુસાવાયં પચ્ચખામિ ॥ સવ્વં અદિન્નાદાણં પચ્ચખામિ ॥ સવ્વં મેહુણં પચ્ચખામિ ॥ સવ્વં પરિગ્ગહં પચ્ચખામિ ॥ સવ્વં કોહં પચ્ચખામિ ॥ જાવ મિચ્છાદંસણસલ્લં અકરણિજ્જં જોગં પચ્ચખામિ ॥ જા-વજીવાએ ॥ તિવિહં ॥ તિવિહેણં ॥ નકરેમિ ॥ નકારવે-મિ ॥ કરંતં નાણુજાણઇ ॥ મણસા વયસા કાયસા ॥ એમ અઢાર પાપસ્થાનક પચ્ચખીને ॥ સવ્વં અસણં ॥ પાણં ॥ ખાઇમં ॥ સાઇમં ॥ ચઉવિહં પિઆહારં પચ્ચખામિ ॥ જાવજીવાએ એમ ચારે આહાર પચ્ચખીને ॥ જંપિયં ॥ ઇમં સરીરં ઇઠં કંતં પિયં ॥ મણુન્નં ॥ મણામં ॥ ધિજં ॥ વિસાસિયં ॥ સમયં ॥ અણુમયં ॥ બહુમયં ॥ ભંડકરં-ડગસમાણં ॥ રયણકરંડગભૂયં ॥ માણં સીયં ॥ માણં ઉન્હં ॥ માણં ખુહા ॥ માણં પિવાસા ॥ માણં બાલા ॥ માણં ચોરા ॥ માણં દંસા ॥ માણં મસગા ॥ માણં વાઇય પિ-તિય સંભિમ સન્નિવાઇયં ॥ વિવિહારોગાયંકા પરિસહો-વસગા ફાસાપુસંતીતિકટ્ટુ ॥ એયંપિયેણં ॥ ચરિમેહિં ॥ ઉસાસનિસાસેહિં ॥ વોસિરામીતિકટ્ટુ ॥ એમ શરીર વોસિ-રાવીને ॥ કાલંઅણવકંખમાણે વિહરંતિ ॥ એહવી સદ્દહણા પરૂપણાએ કરી અણસણનો અવસર આવે અણસણ કરૂં તિ-

વારે ફરસનાએ કરી શુદ્ધ હોજો ॥ એહવા અપછિમમાર-ણંતિય સંલેહણા ॥ ઝુસણા ॥ આરાહણાના પંચઅઇયારા જાણિયવ્વા ॥ ન સમાયરિયવ્વા ॥ તંજહા ॥ તે આળોઉં ॥ ઇહલોગાસંસપ્પઉગે ॥ પરલોગાસંસપ્પઉગે ॥ જીવિયા-સંસપ્પઉગે ॥ મરણાસંસપ્પઉગે ॥ કામભોગાસંસપ્પઉગે ॥ તસ્સમિચ્છામિદુક્કડં ॥૧૮॥*

---

એમ સમકિતપૂર્વક બારવ્રત સંલેહણાસહિત નવાણુ અતિચાર એહુને વિષે કોઇ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં, અજાણતાં, મન, વચન કાયાએ કરી સેવ્યા હોય, સેવરાવ્યા હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યા હોય તો અનંતસિદ્ધ કેવળીની સાક્ષીએ તસ્સમિચ્છામિદુક્કડં ॥

---

## પાઠ ૧૯ મો અઢાર પાપસ્થાનકનો.

અઢાર પાપસ્થાનક સંબંધી પાપદોષ લાગ્યા હોય તે આળોઉં છું ૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન,

---

* રાત્રિ પ્રતિક્રમણમાં તપના બાર ભેદનો પાઠ આ પ્રમાણે બોલાય છે:- ૧ અણસણ, ૨ ઉણોદરી, ૩ વૃતિસંક્ષેપ, ૪ રસપરિત્યાગ, ૫ કાયકલેશ, ૬ ઈંદ્રિયપ્રતિસંલિનતા, ૭ પ્રાયશ્ચિત્ત, ૮ વિનય, ૯ વૈયાવચ્ચ, ૧૦ સઝા-ય, ૧૧ ધ્યાન, ૧૨ કાઉસ્સગ્ગ. એ પ્રથમ છ બાહ્ય અને છ અભ્યંતર મળી બાર પ્રકારના તપને વિષે જે કોઇ પાપદોષ લાગ્યો હોય તો, અનંત સિદ્ધ ભગવંતની શાખે તસ્સ મિચ્છા મિ દુક્કડં. ॥

૪ મૈથુન, ૫ પરિગ્રહ, ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કલેશ, ૧૩ અભ્યાખ્યાન, ૧૪ પૈશુન્ય, ૧૫ પરપરિવાદ, ૧૬ રઇઅરઇ, ૧૭ માયામોસો, ૧૮ મિછાદંસણસલ્લ, એ અઢાર પાપસ્થાનક સેવ્યા હોય, સેવરાવ્યા હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યા હોય તો અનંત સિદ્ધ કેવળીની સાખે તસ્સમિચ્છામિદુક્કડં ૧૯ ॥

---

## પાઠ ૨૦ મો પચીશ પ્રકારનાં મિથ્યાત્વનો.

પચીસ પ્રકારનું મિથ્યાત્વ લાગ્યું હોય તે આળોઉં છું. ૧ અભિગ્રહિક મિથ્યાત્વ, ૨ અનાભિગ્રહિક મિથ્યાત્વ, ૩ અભિનિવેશિક મિથ્યાત્વ, ૪ સાંશયિક મિથ્યાત્વ, ૫ અણાભોગ મિથ્યાત્વ, ૬ લૌકિક મિથ્યાત્વ, ૭ લોકોત્તર મિથ્યાત્વ, ૮ કુપ્રાવચન મિથ્યાત્વ, ૯ જિન માર્ગથી ઓછું પરૂપે તે મિથ્યાત્વ, ૧૦ જિન માર્ગથી અધિક પરૂપે તે મિથ્યાત્વ, ૧૧ જિનમાર્ગથી વિપરીત પરૂપે તે મિથ્યાત્વ, ૧૨ ધર્મને અધર્મ કહે તે મિથ્યાત્વ, ૧૩ અધર્મને ધર્મ કહે તે મિથ્યાત્વ, ૧૪ જીવને અજીવ કહે તે મિથ્યાત્વ, ૧૫ અજીવને જીવ કહે તે મિથ્યાત્વ, ૧૬ જિનમાર્ગને અન્ય માર્ગ કહે તે મિથ્યાત્વ, ૧૭ અન્ય માર્ગને જિનમાર્ગ કહે તે મિથ્યાત્વ ૧૮ સાધુને કુસાધુ કહે તે મિથ્યાત્વ, ૧૯ કુસાધુને સાધુ કહે તે મિથ્યાત્વ, ૨૦ આઠ કર્મથી મુકાણા તેને નથી મુકાણા કહે તે મિથ્યાત્વ, ૨૧ આઠ કર્મથી નથી મુકાણા

તેને મુકાણા કહે તે મિથ્યાત્વ, ૨૨ અવિનય મિથ્યાત્વ, ૨૩ અક્રિયા મિથ્યાત્વ, ૨૪ અજ્ઞાન મિથ્યાત્વ, ૨૫ આશાતના મિથ્યાત્વ. એ પચીશ પ્રકારનું મિથ્યાત્વ સેવ્યું હોય, સેવરાવ્યું હોય, સેવતાં પ્રત્યે અનુમોદન આપ્યું હોય તો તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૨૦ ॥

---

## પાઠ ૨૧ મો ચૌદ સ્થાનકના સમુર્છિમ મનુષ્યનો.

ચઉદ પ્રકારનાં સમુર્છિમ મનુષ્ય સંબંધી પાપ લાગ્યું હોય તે આલોઉં છું. ૧ ઉચ્ચારેસુવા, ૨ પાસવણેસુવા, ૩ ખેળેસુવા, ૪ સંઘાણેસુવા, ૫ વંતેસુવા, ૬ પિત્તેસુવા, ૭ પુએસુવા, ૮ સોણિએસુવા, ૯ સુકકેસુવા, ૧૦ સુક્કપોગળ પરિસાડિએસુવા, ૧૧ વિગયજીવકલેવરેસુવા, ૧૨ ઇથ્થીપુરિસસંજોગેસુવા, ૧૩ નગર–નિધમણેસુવા, ૧૪ સવ્વેસુચેવ અસુઇઠાણેસુવા–એ ચૌદ પ્રકારનાં સમુર્છિમ મનુષ્ય સંબંધી પાપ લાગ્યું હોય તો તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૨૧ ॥

( અહિંઆ " ઇચ્છામિ આલોઉં જોમેદેવસિઓ ॥ અઇયારોકઓ " થી " જંવિરાહિયં તસ્સમિચ્છામિદુક્કડં " સુધી બોલવું. પછી " નમોક્કાર " નો પાઠ બોલવો, ને પછી " કરેમિભંતે સામાઇયં " થી " અપ્પાણં વોસિરામિ " સુધીનો પાઠ બોલવો. )

---

## પાઠ ૨૨ મો ચત્તારિ-મંગલંનો.

(આ પાઠ કહેતી વખતે જમણો ઢીંચણ ઉંચો રાખી ડાબો ઢીંચણ ધરતી થાપી બે હાથ જોડી પગે લાગી કહેવો.)

ચત્તારિ મંગલં ॥ અરિહંતા મંગલં ॥ સિદ્ધા મંગલં ॥ સાહુ મંગલં ॥ કેવલી પન્નતો ધમ્મો મંગલં ॥ ચત્તારિ લોગુત્તમા ॥ અરિહંતા લોગુત્તમા ॥ સિદ્ધા લોગુત્તમા ॥ સાહુ લોગુત્તમા ॥ કેવલી પન્નતો ધમ્મો લોગુત્તમા ॥ ચત્તારિ સરણું પવ્વજામિ ॥ અરિહંતા સરણું પવ્વજામિ ॥ સિદ્ધા સરણું પવ્વજામિ ॥ સાહુ સરણું પવ્વજામિ॥ કેવળી પન્નતો ધમ્મો સરણું પવ્વજામિ ॥ ચાર શરણા કરે જેહ ॥ ભવસાગરમાં ન બુડે તેહ ॥ સકળ કર્મનો આણે અંત ॥ મોક્ષતણાં સુખ લહે અનંત ॥ ભાવ ધરીને જે ગુણ ગાય ॥ તે જીવ તરીને મુગતે જાય ॥ સંસાર માંહિ શરણાં ચાર ॥ અવર શરણુ નહિ કોય॥ જે નરનારી આદરે તેને ॥ અક્ષય અવિચળ પદ હોય ॥ અંગુઠે અમૃત વસે ॥ લબ્ધિતણા ભંડાર ॥ ગુરૂ ગૌતમને સમરીએ તો॥ મનવંચ્છિત ફળદાતાર ॥ ૨૨ ॥

( અહિંઆ " ઇચ્છામિ પડિક્કમિઉં જોમે દિવસિઓ અઇયારોકઓ " થી " તસ્સમિચ્છામિદુક્કડં " સુધીનો પાઠ કહીને " ઇરિયાવહિયા " નો પાઠ કહેવો. પછી ઉભા થઇ વિનયે " શ્રમણસૂત્ર " ની આજ્ઞા માંગવી. )

---

**पाठ २३ मो पहेलुं समणसूत्र, निद्राना दोष निवारवानो.***

ઈચ્છામિ પડિક્કમિઉં ॥ પગામસિજ્જાએ ॥ નિગામસિજ્જાએ ॥ સંથારાઉવટ્ટણાએ ॥ પરિયટ્ટણાએ ॥ આઉંટ્ટણાએ ॥ પસારણાએ ॥ છપ્પઇસંઘટ્ટણાએ ॥ કુઇએ ॥ કક્કરાઇએ ॥ છીએ ॥ જંભાઇએ ॥ આમોસે ॥ સસરખામોસે ॥ આઉલમાઉલાએ॥ સુવણવત્તિયાએ ॥ ઇથ્થીવિપરિયાસિયાએ ॥ દિઠ્ઠિવિપરિયાસિયાએ ॥ મણવિપરિયાસિયાએ ॥ પાણભોયણવિપરિયાસિયાએ ॥ જોમેદિવસિઓ અઇયારોકઓ ॥ તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૨૩ ॥

---

**पाठ २४ मो बीजुं समणसूत्र, गोचरीना दोष निवारवानो.†**

પડિક્કમામિ ગોયરગચરિયાએ ॥ ભિખાયરિયાએ ॥ ઉગ્ઘાડકવાડ ઉઘાડણાએ ॥ સાણાવચ્છાદારા સંઘટ્ટણાએ ॥ મંડિપાહુડિયાએ ॥ બલિપાહુડિયાએ ॥ ઠવણાપાહુડિયાએ ॥ સંકિએ ॥ સહસ્સાગારે ॥ અણેસણાએ ॥ પાણભોયણાએ॥ બીયભોયણાએ॥ હરિયભોયણાએ॥ પચ્છાકમ્મિયાએ ॥ પુરેકમ્મિયાએ ॥ અદિઠહડાએ ॥ દગસંસઠહડાએ ॥ રયસંસઠહડાએ ॥ પારિસાડણિયાએ ॥ પારિઠાવણિયાએ ॥ ઉહાસણભિખાએ ॥ જંઉગમેણં ॥ ઉપાયણેસણાએ ॥ અપરિ-

---

* સુઇને ઉઠયા પછી "૪ લોગસ્સ" તથા "પહેલા શ્રમણ સૂત્ર" નો કાઉસગ્ગ કરવો.

† ગતમાં વહોરી આવ્યા પછી "ઇરિયાવહિયા" તથા "બીજા શ્રમણ સૂત્ર" નો કાઉસગ્ગ કરવો.

સુદ્ધં પડિગાહિયં ॥ પરિભુત્તંવા ॥ જં ન પરિઠવિયં ॥ તસ્સમિચ્છામિદુક્કડં. ॥ ૨૪ ॥

**પાઠ ૨૫ મો ત્રિજું સમણસૂત્ર, પ્રતિલેખન દોષ ટાળવાનો.***

પડિક્કમામિ ચાઉકાલં સજ્ઝાયસ્સ ॥ અકરણયાએ ॥ ઉભઓકાલં ॥ ભંડોવગરણસ્સ ॥ અપડિલેહણયાએ ॥ દુપ-ડિલેહણયાએ ॥ અપમજ્જણાએ ॥ દુપમજ્જણાએ ॥ અ-ઇક્કમે ॥ વઇક્કમે ॥ અઇયારે ॥ અણાયારે ॥ જોમેદિવસિઓ ॥ અઇયારોકઓ ॥ તસ્સમિચ્છામિદુક્કડં ॥ ૨૫ ॥

**પાઠ ૨૬ મો ચોથું સમણસૂત્ર, હેયાદિ દોષ નિવૃત્તિનો.**

પડિક્કમામિ એગવિહે અસંજમે ॥ પડિક્કમામિ દોહિં બંધણેહિં ॥ રાગ બંધણેણં ॥ દોસબંધણેણં ॥ પડિ-ક્કમામિ તિહિંદંડેહિં ॥ મણદંડેણં ॥ વયદંડેણં ॥ કાય-દંડેણં ॥ પડિક્કમામિ તિહિંગુત્તિહિં ॥ મણગુત્તીએ ॥ વયગુત્તીએ ॥ કાયગુત્તીએ ॥ પડિક્કમામિ તિહિંસલ્લેહિં ॥ માયાસલ્લેણં ॥ નિયાણસલ્લેણં ॥ મિચ્છાદંસણ સલ્લેણં ॥ પડિક્કમામિ તિહિંગારવેહિં ॥ ઇડ્ઢિગારવેણં ॥ રસગાર-વેણં ॥ સાયાગારવેણં ॥ પડિક્કમામિ તિહિં વિરાહણાએ ॥ નાણવિરાહણાએ ॥ દંસણવિરાહણાએ ॥ ચરિત્તવિરાહ-ણાએ ॥ પડિક્કમામિ ચઉહિંકસાએહિં ॥ કોહકસાએણં ॥ માણકસાએણં ॥ માયાકસાએણં ॥ લોહકસાએણં ॥ પડિ-

* કોઇ પણ મતમાં પડિલેહણ કર્યા પછી "ઇરિયાવહિયાનો" તથા "શ્રમણસૂત્ર ત્રીજા" નો કાઉસગ્ગ કરવો.

ક્કમામિ ચઉહિં સન્નાહિં ॥ આહારસન્નાએ ॥ ભયસન્નાએ ॥ મેહુણસન્નાએ ॥ પરિગ્ગહસન્નાએ ॥ પડિક્કમામિ ચઉહિં વિકહાહિં ॥ ઇથ્થીકહાએ ॥ ભત્તકહાએ ॥ દેસકહાએ ॥ રાયકહાએ ॥ પડિક્કમામિ ચઉહિં ઝાણેહિં ॥ અટ્ટેણં ઝાણેણં ॥ રુદ્દેણં ઝાણેણં ॥ ધમ્મેણં ઝાણેણં ॥ સુક્કેણં ઝાણેણં ॥ પડિક્કમામિ પંચહિં કિરિયાહિં ॥ કાઇયાએ ॥ અહિગરણીયાએ ॥ પાઉસીયાએ ॥ પારિતાવણિયાએ ॥ પાણાઇવાયકિરિયાએ ॥ પડિક્કમામિ પંચહિં કામ ગુણેહિં ॥ સદ્દેણં ॥ રુવેણં ॥ ગંધેણં ॥ રસેણં ॥ ફાસેણં ॥ પડિક્કમામિ પંચહિં મહવ્વએહિં ॥ સવ્વાઓ પાણાઇવાયાઓ વેરમણં ॥ સવ્વાઓ મુસાવાયાઓ વેરમણં ॥ સવ્વાઓ અદિન્નાદાણાઓ વેરમણં ॥ સવ્વાઓ મેહુણાઓ વેરમણં ॥ સવ્વાઓ પરિગ્ગહાઓ વેરમણં ॥ પડિક્કમામિ પંચહિં સમિએહિં ॥ ઇરિયાસમિએ ॥ ભાસાસમિએ ॥ એસણાસમિએ ॥ આયાણભંડમત્તનિખેવણાસમિએ ॥ ઉચ્ચારપાસવણખેલજલસંઘાણપારિઠાવણિયા સમિએ ॥ પડિક્કમામિ છહિં જીવનિકાએહિં ॥ પુઢવિકાએણં ॥ આઉકાએણં ॥ તેઉકાએણં ॥ વાઉકાએણં ॥ વણસ્સઇકાએણં ॥ તસ્સકાએણં ॥ પડિક્કમામિ છહિં લેસાહિં ॥ કિન્હલેસાએ ॥ નીલલેસાએ ॥ કાઉલેસાએ ॥ તેઉલેસાએ ॥ પઉમલેસાએ ॥ સુક્કલેસાએ ॥ પડિક્કમામિ સત્તહિં ભયઠાણેહિં ॥ અઠહિં મયઠાણેહિં ॥ નવહિં બંભચેરગુત્તિહિં ॥ દસવિહે-

સમણુધમ્મે ॥ એગ્ગારસહિં ઉવાસગ્ગપડિમાહિં ॥ બારસહિં ભિખુપડિમાહિં ॥ તેરસહિં કિરિયાઠાણેહિં ॥ ચઉદસહિં ભુયગામેહિં ॥ પન્નરસહિં પરમાહમ્મિએહિં ॥ સોલસહિં ગાહાસોલસએહિં ॥ સત્તરસ્સવિહે અસંજમેહિં ॥ અઠારસ્સવિહે અબંભેહિં ॥ એગુણવીસાએ નાયઝયણેહિં ॥ વીસાએ અસમાહિઠાણેહિં ॥ એગવીસાએ સબલેહિં ॥ બાવીસાએ પરિસહેહિં ॥ તેવીસાએ સુયગડઝ્ઝયણેહિં ॥ ચઉવીસાએ દેવેહિં ॥ પણુવીસાએ ભાવણાહિં ॥ છવીસાએ દસાકપ્પવવહારેણં ઉદ્દેસણકાલેણં ॥ સત્ત વીસાએ અણગાર ગુણેહિં ॥ અઠ્ઠાવીસાએ આયારપકપ્પેહિં ॥ એગુણત્તિસાએ પાવસુયપસંગેહિં ॥ ત્તિસાએ મહામોહણિઠાણેહિં ॥ એગત્તિસાએ સિદ્ધાઇગુણેહિં ॥ બત્તિસાએ જોગ સંગહેહિં ॥ તેત્તિસાએ આસાયણાએ ॥ અરિહંતાણં આસાયણાએ ॥ સિદ્ધાણં આસાયણાએ ॥ આયરિયાણં આસાયણાએ ॥ ઉવઝ્ઝાયાણં ॥ આસાયણાએ સાહૂણં આસાયણાએ ॥ સાહૂણીણં આસાયણાએ ॥ સાવયાણં આસાયણાએ ॥ સાવિયાણં આસાયણાએ ॥ દેવાણં આસાયણાએ ॥ દેવીણં આસાયણાએ ॥ ઇહલોગસ્સ આસાયણાએ ॥ પરલોગસ્સ આસાયણાએ ॥* કેવલીપન્નતસ્સ ધમસ્સ આસાયણાએ ॥ સદેવમણુયા સુરસ્સ લોગસ્સ આસાયણાએ ॥ સવ્વપાણભૂયજીવસત્તાણં આસાયણાએ ॥ કાલ-

* 'કેવલીણં આસાયણાએ' એવો પાઠ જુની પ્રતોમાં નથી.

સ્સ આસાયણાએ ॥ સુયસ્સ આસાયણાએ ॥ સુયદેવયાએ આસાયણાએ ॥ વાયણારિયસ્સ આસાયણાએ ॥ જંવાઇધં ॥ વચ્ચામેલીયં ॥ હીણખરં ॥ અચ્ચખરં ॥ પયહીણં ॥ વિણયહીણં ॥ જોગહીણં ॥ ઘોસહીણં ॥ સુઠુદિન્નં ॥ દુઠુ-પડિછિયં ॥ અકાલેકઓ સઝાઓ ॥ કાલેનકઓ સઝાઓ ॥ અસઝાઇએ સઝાઇયં ॥ સઝાઇએ ન સઝાઇયં ॥ તસ્સ-મિછામિદુક્કડં ॥ ૨૬ ॥

---

એક બોલથી માંડિ, તેત્રીશ બોલ સુધિ, મારા જીવે, તમારા જીવે, જાણવાજોગ જાણ્યા ન હોય, છાંડવાજોગ છાં-ડયા ન હોય, આદરવાજોગ આદર્યા ન હોય, તો તસ્સ-મિછામિદુક્કડં ॥ ધન્ય તે મહાપુરૂષ જાણવાજોગ જાણતા હશે, છાંડવાજોગ છાંડતા હશે, આદરવાજોગ આદરતા હશે, તેને મ્હારી તમારી સમય સમયની વંદણા હોજો.

---

## पाठ २७ मो पांचमुं समणसूत्र विशुद्ध प्रवचन मार्गनो.

નમો ચઉવીસાએ તીથ્થયરાણં ॥ ઉસભાઇ મહાવીર પજ્જવસાણાણં ॥ ઇણમેવ નિગ્ગંથં ॥ પાવયણં ॥ સચ્ચં ॥ અણુત્તરં ॥ કેવલીયં ॥ પડિપુન્નં ॥ નેયાઉયં ॥ સંસુદ્ધં ॥ સલ્લકત્તણં ॥ સિદ્ધિમગ્ગં ॥ મુત્તિમગ્ગં ॥ નિજ્જાણમગ્ગં ॥ નિવ્વાણમગ્ગં ॥ અવિતહમવિસંધિં ॥ સવ્વદુખ્ખપહીમ-ગ્ગં ॥ ઇથ્થંઠિયા જીવા ॥ સિઝન્તિ બુઝન્તિ ॥ મુચ્ચંતિ ॥ પરિનિવાયંતિ ॥ સવ્વદુખ્ખાણમંતંકરંતિ ॥ તંધમ્મં સ-

દ્દહામિ ॥ પતિયામિ ॥ રોયામિ ॥ ફાસેમિ પાલેમિ ॥ અણુપાલેમિ ॥ તંધમ્મં સદ્દહંતો ॥ પતિયંતો ॥ રોયંતો ॥ ફાસંતો ॥ પાલંતો ॥ અણુપાલંતો ॥ તસ્સ ધમ્મસ્સ ॥ કેવળીપન્નતસ્સ ॥ અબ્ભુઠિઓમિ ॥ આરાહણાએ ॥ વિરઓમિ ॥ વિરાહણાએ ॥ અસંજમં પરિયાણામિ ॥ સંજમં ઉવસં પવ્વજામિ ॥ અબંભં પરિયાણામિ ॥ બંભં ઉવસ પવ્વજામિ ॥ અકપ્પં પરિયાણામિ ॥ કપ્પં ઉવસં પવ્વજામિ ॥ અન્નાણં પરિયાણામિ ॥ નાણં ઉવસંપવ્વજામિ ॥ અકિરિયં પરિયાણામિ ॥ કિરિયં ઉવસંપવ્વજામિ ॥ મિછત્તં પરિયાણામિ ॥ સમત્તં ઉવસંપવ્વજામિ ॥ અબોહિં પરિયાણામિ ॥ બોહિં ઉવસંપવ્વજામિ ॥ અમગ્ગં પરિયાણામિ ॥ મગ્ગં ઉવસં પવ્વજામિ ॥ જંસંભરામિ ॥ જંચનસંભરામિ ॥ જંપડિક્કમામિ ॥ જંચનપડિક્કમામિ ॥ તસ્સસવ્વસ્સ દેવસિયસ્સ ॥ અઇયારસ્સ ॥ પડિક્કમામિ ॥ સમણોહં ॥ સંજય ॥ વિરય ॥ પડિહય ॥ પચ્ચખાય ॥ પાવકમ્મે ॥ અનિયાણો ॥ દ્દિઠિસંપન્નો ॥ માયામોસો વિવજ્જીઓ ॥ અઢ્ઢાઇજજેસુ દ્દિવસમુદ્દેસુ ॥ પન્નરસ્સ કમ્મભુમિસુ ॥ જાવંતિકેઇસાહુ ॥ રયહરણ—ગુચ્છગ પડિગ્ગહધરા ॥ પંચમહવ્વયધરા ॥ અઠારસ્સ સહસ્સ સીલાંગરથધરા ॥ અખ્ખયઆયાર ચરિત્તા ॥ તે સવ્વે ॥ સિરસા ॥ મણસા મથએણ ॥ વંદામિ ॥

ખામેમિ સવ્વે જીવા ॥ સવ્વે જીવાવિ ખમંતુ મે ॥

મિત્તી મે સવ્વભુયેસુ ॥ વેરમજ્ઝં ન કેણઇ ॥ ૧ ॥ એવમહં આલોઇયં પડિક્કમિયં ॥ નિંદિયં ગરહિયં દુગંછિયં ॥ સવ્વંતિવિહેણ પડિક્કંતો ॥ વંદામિ જિણચઉવીસં ॥ ૨ ॥ ઇતિ અતિચાર આલોવ્યા, પડિકમ્યા, નિંધા, ગરહયા નિઃશલ્લ થયા–વિશેષે વિશેષે અરિહંત, સિદ્ધ, કેવળી, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ સાધ્વી, ગુર્વાદિકને ભુજો ભુજો કરી ખમાવું છું. ॥ ૨૭ ॥

इति पांच श्रमणसूत्र संपूर्ण.

---

## पाठ २८ मो अरिहंतना पहेला खामणानो.

પહેલાં ખામણા પંચમહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા તીર્થંકરદેવ બિરાજે છે ॥ તેમને કરૂં છું ॥ તે સ્વામીનાં નામ–૧ શ્રી સીમંધરસ્વામી, ૨ શ્રી યુગમંધર સ્વામી, ૩ શ્રી બાહુસ્વામી, ૪ શ્રી સુબાહુસ્વામી, ૫ શ્રી સુજાતસ્વામી, ૬ શ્રી સ્વયંપ્રભસ્વામી, ૭ શ્રી ઋષભાનનસ્વામી, ૮ શ્રી અનંતવીર્ય સ્વામી, ૯ શ્રી સુરપ્રભસ્વામી, ૧૦ શ્રી વિસાળપ્રભસ્વામી, ૧૧ શ્રી વજ્રધરસ્વામી, ૧૨ શ્રી ચંદ્રાનનસ્વામી, ૧૩ શ્રી ચંદ્રબાહુસ્વામી, ૧૪ શ્રી ભુજંગદેવસ્વામી, ૧૫ શ્રી ઇશ્વરસ્વામી, ૧૬ શ્રી નેમપ્રભસ્વામી, ૧૭ શ્રી વીરસેનસ્વામી, ૧૮ શ્રી મહાભદ્રસ્વામો, ૧૯ શ્રી દેવજશસ્વામી, ૨૦ શ્રી અજીતસેનસ્વામી ॥ એ જઘન્ય તીર્થંકર વીશ, ઉત્કૃષ્ટા હોય તો એકસો સાઠ; તેમને મારી સમય સમ-

ચની વંદણા હોજો. તે સ્વામી કેવા છે? મારા તમારા મનની વાત જાણી દેખી રહ્યા છે; ઘટ ઘટની વાત જાણી દેખી રહ્યા છે; સમય સમયની વાત જાણી દેખી રહ્યા છે; ચૌદ રાજલોક અંજલી પ્રમાણે જાણી દેખી રહ્યા છે. અનંતું જ્ઞાન છે, અનંતું દર્શન છે, અનંતું ચારિત્ર છે, અનંતુ તપ છે, અનંતું ધૈર્ય છે, અનંતું વીર્ય છે, એ ષટે ગુણે કરી સહિત છે; ચોત્રીશ પ્રકારના અતિશયે કરી બિરાજમાન છે; પાંત્રિશ પ્રકારની સત્ય વચન વાણી ગુણે કરી સહિત છે; એક હજાર અષ્ટ ઉત્તમ લક્ષણના ધરણહાર છે; અઢાર દોષ રહિત છે; બાર ગુણે કરી સહિત છે; ચાર કર્મ ઘનઘાતી ક્ષય કીધાં છે; ચાર કર્મ પાતળાં પાડયાં છે; મુક્તિ જવાના કામી થકા સ્વામી વિચરે છે; ભવ્ય જીવના સંદેહ ભાંગે છે. સજોગી, સશરીરી, કેવળ જ્ઞાની, કેવળ દર્શની, યથાખ્યાત ચારિત્રના ધરણહાર છે. ક્ષાયક સમકિત, શુકલ ધ્યાન, શુકલ લેશ્યા, શુભ ધ્યાન, શુભ જોગ સહિત છે, ચોસઠ ઇંદ્રના પૂજનિક, વંદનિક, અર્ચનિક સ્મરણનિક છે; પંડિત વીર્ય એ આદિ અનંત ગુણે કરી સહિત છે. ધન્ય તે ગામાગર નગર, રાયહાણી, ખેડ, કવડ, પુરપાટણ, જ્યાં જ્યાં સ્વામી દેશના દેતા થકા વિચરતા હશે; ધન્ય તે રાઇસર, તલવર, માડંબી, કોડંબી, શેઠ, સેનાપતિ, ગાથાપતિ, જે સ્વામીની દેશના સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે, દર્શન દેદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે,

અસનાદિક ચૌદ પ્રકારનું દાન દઇ કર પવિત્ર કરતા હશે. તમે સ્વામી ત્યાં બિરાજો છો; હું અપરાધી, દીન, કિંકર, ગુન્હી અહિંઆ બેઠો છું. તમારા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સંબંધી અવિનય, આશાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું. ("તિખ્ખુત્તો"નો પાઠ ત્રણ વાર ભણી વંદણા કરી ખમાવવું.) ॥ ૨૮ ॥

---

### पाठ २९ मो सिद्ध भगवंतना खामणानो.

બીજા ખામણા અનંતા સિદ્ધ ભગવંતજીને કરૂં છું. આ ચોવીશીનાં નામ લઉં છું.–૧ શ્રી ઋષભદેવસ્વામી, ૨ શ્રી અજિતનાથસ્વામી, ૩ શ્રી સંભવનાથસ્વામી, ૪ શ્રી અભિનંદનસ્વામી, ૫ શ્રી સુમતિનાથસ્વામી, ૬ શ્રી પદ્મપ્રભસ્વામી, ૭ શ્રી સુપાર્શ્વનાથસ્વામી, ૮ શ્રી ચંદ્રપ્રભસ્વામી, ૯ શ્રી સુવિધિનાથસ્વામી, ૧૦ શ્રી શીતળનાથસ્વામી, ૧૧ શ્રી શ્રેયાંશનાથસ્વામી, ૧૨ શ્રી વાસુપૂજ્યસ્વામી, ૧૩ શ્રી વિમળનાથસ્વામી, ૧૪ શ્રી અનંતનાથસ્વામી, ૧૫ શ્રી ધર્મનાથસ્વામી, ૧૬ શ્રી શાંતિનાથસ્વામી, ૧૭ શ્રી કુંથુનાથસ્વામી, ૧૮ શ્રી અરનાથસ્વામી, ૧૯ શ્રી મલ્લિનાથસ્વામી, ૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામી, ૨૧ શ્રી નમિનાથસ્વામી, ૨૨ શ્રી નેમનાથસ્વામી, ૨૩ શ્રી પાર્શ્વનાથસ્વામી, ૨૪ શ્રી મહાવીરસ્વામી- એ ચોવીશી અનંત ચોવીશી અનંતે ભેદે સીઝી બુઝી આઠ

કર્મ ક્ષય કરી મોક્ષ પધાર્યા છે. તે આઠ કર્મનાં નામ-૧ જ્ઞાનાવરણીય ૨ દર્શનાવરણીય ૩ વેદનીય ૪ મોહનીય ૫ આયુષ્ય ૬ નામ ૭ ગોત્ર ૮ અંતરાય, એ આઠ કર્મ ક્ષય કરી મુક્તિએ પધાર્યા છે. તે મુક્તિનું સ્થળ કીહાં છે? સમ પૃથ્વીથી સાતસેં નેવુ જોજન ઊંચપણે તારામંડળ છે, ત્યાંથી દશ જોજન ઊંચપણે સૂર્યનું વિમાન છે, ત્યાંથી એંશી જોજન ઊંચપણે ચંદ્રમાનું વિમાન છે, ત્યાંથી ચાર જોજન ઉંચપણે નક્ષત્રનાં વિમાન છે, ત્યાંથી ચાર જોજન ઊંચપણે બુધનો તારો છે, ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે શુક્રનો તારો છે, ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે બૃહસ્પતિનો તારો છે, ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે મંગળનોં તારો છે, ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે શનિશ્ચરનો તારો છે, એમ નવસેં જોજન સુધી જ્યોતિષચક્ર છે. ત્યાંથી અસંખ્યાતા જોજન કોડાકોડિ ઊંચપણે પહેલું સુધર્મ ને બીજું ઈશાન નામે દેવલોક છે. એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. પહેલામાં બત્રીસ લાખ ને બીજામાં અઠાવીશ લાખ વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે ત્રીજું સનત્કુમાર અને ચોથું મહેંદ્ર નામે દેવલોક છે. એકેકું અર્ધા ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. ત્રીજામાં બાર લાખ ને ચોથામાં આઠ લાખ વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે પાંચમું બ્રહ્મલોક નામે દેવલોક છે. તે એકલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં ચાર લાખ વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા

જોજન ઊંચપણે છઠું લાંતક નામે દેવલોક છે. એકલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં પચાસ હજાર વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે સાતમું મહાશુક્ર નામે દેવ-લોક છે. એકલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં ચાલીશ હજાર વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે આઠમું સહસાર નામે દેવલોક છે. એકલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં છ હજાર વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે નવમું આણત ને દશમું પ્રાણત નામે દેવલોક છે. એ બે જોડાજોડ છે. અકેકું અર્ધા ચંદ્રમાને આકારે છે. બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. બેમાં મળીને ચારસેં વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે અગ્યારમું આરણ ને બારમું અચ્યુય એ બે દેવલોક જોડાજોડ છે. અકેકું અર્ધા ચંદ્રમાને આકારે છે. બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. બેમાં મળી ત્રણસેં વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે નવ ગ્રીવેયક છે, તેનાં નામ-૧ ભદે ૨ સુભદે ૩ સુજાએ ૪ સુમાણસે ૫ પ્રિયદંસણે ૬ સુદંસણે ૭ આમોહે ૮ સુપડિબદ્ધે ૯ જસોધરે. પહેલી ત્રિકમાં એકસો અગીઆર વિમાન છે. બીજી ત્રિકમાં એકસો સાત વિમાન છે. ત્રીજી ત્રિકમાં એકસો વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે પાંચ અનુત્તર વિમાન છે. તેનાં નામ-૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજિત, ૫ સર્વાર્થ સિદ્ધમહાવિમાન, સઘળાં મળી વિમાન કુલે ૮૪૯૭૦૨૩ છે.

તે સર્વાર્થસિદ્ધમહાવિમાનની ધ્વજાથી બાર જોજન ઉંચે મુક્તિશિલા છે, તે મુક્તિશિલા કેવી છે ? પીસતાલીસ લાખ જોજનની લાંબી પહોળી છે; ગોળાકાર છે; મધ્યે આઠ જોજનની જાડી છે. ઉતરતા છેડે માંખીની પાંખ થકી પણ અધિક પાતળી છે. ગોખીર, શંખ, ચંદ્ર, અંકરત્ન, રૂપાના પટ, મોતીના હાર ને ક્ષીરસાગરના પાણીથી પણ અધિક ઉજળી છે, તે સિદ્ધિશિલા ઉપર એક જોજનના છેલ્લા ગાઉના છઠ્ઠા ભાગને વિષે સિદ્ધ ભગવંતજી બિરાજી રહ્યા છે. તે સ્વામી કેવા છે ? અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ, અવિનાશી, ભુખ નહિ, દુઃખ નહિ, રોગનહિ, સોગ નહિ, જન્મ નહિ, જરા નહિ, મરણ નહિ, કાયા નહિ, કર્મ નહિ, અનંત અનંત સુખની લહેરમાં બિરાજી રહ્યા છે. તમે સ્વામી ત્યાં બીરાજો છો. હું અપરાધી, દીન, કિંકર, ગુન્હી અહીં બેઠો છું. આપના જ્ઞાન દર્શન, સંબંધી અવિનય આશાનતા અભકિત અપરાધ કર્યા હોય તો મન, વચન, કાયાએ ભૂજો ભૂજો કરી ખમાવું છું. ("તિખ્ખુત્તો" નો પાઠ ત્રણ વાર ભણી વંદણા કરી ખમાવવું. ા ૨૯ ા

---

## પાઠ ૩૦ મો સામાન્ય કેવલીના ખામણાનો.

ત્રીજા ખામણા પંચમહાવિદેહક્ષેત્રને વિષે જયવંતા કેવળી ભગવાન બિરાજે છે, તે જઘન્ય હોય તો બે ક્રોડ કેવળી, ઉત્કૃષ્ટા હોય તો પ્રત્યેક ક્રોડ કેવળી; તે સ્વામી

કેવા છે ? મારા તમારા મનની વાત જાણી દેખી રહ્યા છે, ઘટઘટની વાત જાણી દેખી રહ્યા છે, સમય સમયની વાત જાણી દેખી રહ્યા છે, ચૌદ રાજલોક અંજલી પ્રમાણે જાણી દેખી રહ્યા છે; અનંતું જ્ઞાન છે; અનંતું દર્શન છે; અનંતું ચારિત્ર છે. અનંતું તપ છે, અનંતું ધૈર્ય છે, અનંતું વીર્ય છે, એ ષટે ગુણે કરી સહિત છે. ચાર કર્મ ઘનઘાતીઆ ક્ષય કર્યાં છે. ચાર કર્મ પાતળાં પાડયાં છે. મુક્તિ જવાના કામી થકા સ્વામી વિચરે છે, ભવ્ય જીવના સંદેહ ભાંગે છે. સજોગી, સશરીરી, કેવળજ્ઞાની, કેવળદર્શની, યથાખ્યાત ચારિત્રના ધરણહાર છે. ક્ષાયક સમકિત, શુકલ ધ્યાન, શુકલ લેશ્યા, શુભ ધ્યાન, શુભ જોગ, પંડિત વીર્ય એ આદિ અનંત ગુણે કરી સહિત છે. ધન્ય તે ગામાગર, નગર, રાયહાણી, ખેડ, કવડ, પુરપાટણ—જયાં જયાં સ્વામી દેશના દેતા થકા વિચરતા હશે, ધન્ય તે રાઇસર, તલવર, માડંબી, કોડંબી, શેઠ, સેનાપતિ, ગાથાપતિ, સ્વામીની દેશના સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે, દર્શન દેદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે, અસનાદિક ચૌદ પ્રકારનું દાન દઇ કર પવિત્ર કરતા હશે. તમે સ્વામી ત્યાં બીરાજો છો, હું અપરાધી, દીન, કિંકર, ગુન્હી અહીં બેઠો છું. તમારા જ્ઞાન દર્શન ચારિત્ર, તપ સંબંધી અવિનય, આશાતના, અભક્તિ, અપરાધ કર્યા હોય તે મન, વચન, કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું ॥ ૩૦ ॥. ( " તિખ્ખુત્તો " નો પાઠ ત્રણ વાર ભણી વંદણા કરી ખમાવવું. )

## पाठ ३१ मो सर्व साधु साध्वीना खामणानो.

ચોથા ખામણા પાંચ ભરત, પાંચ ઇરવત, પાંચ મહાવિદેહ એમ અઢિદ્વીપક્ષેત્રને વિષે, બાવન ગુણે કરી સહિત ગણુધરજી છે, છત્રીશ ગુણે કરી સહિત આચાર્યજી છે, પચીશ ગુણે કરી સહિત ઉપાધ્યાયજી છે, સાધુ સાધ્વીજી સત્તાવીશ ગુણે કરી સહિત છે તેમને કરૂં છું. તે જઘન્ય હોય તો બે હજાર ક્રોડ સાધુસાધ્વી, ઉત્કૃષ્ટા હોય તો પ્રત્યેક હજાર ક્રોડ સાધુસાધ્વી, તેમને મારી સમય સમયની વંદણા હોજો. તે સ્વામી કેવા છે? પંચમહાવ્રતના પાલણુહાર છે, પાંચ સમિતિએ સમિતા, ત્રણ્ ગુપ્તિએ ગુપ્તા, છકાયના પીયર, છકાયના નાથ, સાત ભયના ટાલણુહાર, આઠ મદના ગાલણુહાર, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલણુહાર છે. દશ વિધિ યતિધર્મના અજવાળિક છે. અગીઆર શ્રાવકની ને બાર ભિખ્ખુની પડિમાના જાણુ છે. બાર ભેદે તપસ્યાના કરણુહાર છે. સત્તર ભેદે સંયમના ધરણુહાર છે. વીશ અસમાધિના ટાલણુહાર છે. બાવીસ પરીસહના જીતણુહાર છે, સત્તાવીશ સાધુજીને ગુણે કરી સહિત છે. તેત્રીશ આશાતનાના ટાલણુહાર છે, બેંતાળીશ તથા છન્નું દોષ રહિત આહાર પાણીના લેવણુહાર છે. બાવન અનાચિરણુના ટાલણુહાર છે. સચેતના ત્યાગી, અચેતના ભોગી, કંચન કામનીના ત્યાગી, માયા મમતાના ત્યાગી, મહાવૈરાગી, સમતાના સાગર, દયાના આગર, આદિ અ-

નેક શુભ ગુણે કરી સહિત છે. ધન્ય છે ગામ, નગર, પુર પાટણ–તમે સ્વામી ત્યાં વિચરો છો. હું અપરાધી અહિં બેઠો છું. આપના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સંબંધી અવિનય, અશાતના, અભકિત, અપરાધ કર્યો હોય, તે મન વચન કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું. ( અહિંયા "તિખ્ખુત્તો"નો પાઠ ત્રણ વાર ભણી વંદના કરી ખમાવવું.)૩૧

**પાઠ ૩૨ મો પોતાના ગુર્વાદિકના ખામણાનો.**

પાંચમા ખામણા મહારા તમારા ધર્મગુરૂ, ધર્માચાર્ય, ધર્મ ઉપદેશના દાતાર, મહાપુરૂષ, પંડિતરાજ, મુનિરાજ, ગીતાર્થ, બહુસૂત્રી, સૂત્રસિદ્ધાંતના જાણ, તરણતારણ તારણી નાવા સમાન, સફરી જહાજ સમાન, કલ્પવૃક્ષ સમાન, જિનશાસનના શણગાર, ધર્મના અગ્રેસર, ધર્મના મુખી, ધર્મના નાયક, એવી અનેક શુભ ઉપમાએ કરી બિરાજમાન હતા, એવા પૂજ્ય સાહેબજી શ્રી ૧૦૦૮.................................................આદિ ઘણા ઘણા સાધુ–સાધ્વીજી આળોઇ, પડિક્કમી, નિંદી, નિઃસલ્લ થઇ પ્રાયે દેવગતિએ પધાર્યા છે, તેમનો ઘણો ઉપકાર છે. આજ વર્તમાનકાળે તરણતારણ, તારણી નાવા સમાન, રત્ન ચિંતામણિ સમાન, પાર્શ્વમણિ સમાન જિનશાસનના શણગાર, સાધુજીના સકળ ગુણે કરી બિરાજમાન પૂજ્ય સાહેબજી શ્રી ૧૦૦૮.........................................................આદિ જે જે સાધુ–સાધ્વીજી વીતરાગદેવની આજ્ઞા પ્રમાણે વિચરે

છે, તેમને મારી સમય સમયની વંદણા હોજો. તે સ્વામી કેવા છે ? (અહીં પાઠ ૩૧ મા પ્રમાણે બાકીનો પાઠ બોલવો.) ॥ ૩૨ ॥

---

### पाठ ३३ मो सर्व जीवोना खामणानो.

છઠ્ઠા ખામણા અઢિદ્વીપ માંહેના અને અઢિદ્વીપ બહારના અસંખ્યાતા શ્રાવક શ્રાવિકાને કરૂં છું. તે શ્રાવક શ્રાવિકાજી કેવા છે ? સમકિત સહિત બાર વ્રતધારી, અગીઆર પડિમાના સેવણહાર છે. જીવ અજીવ આદિ નવતત્ત્વના જાણપણાવાળા, કોઇના ડગાવ્યા ડગે નહિ, કોઇના ચળાવ્યા ચળે નહિ. પરધન પથ્થર બરાબર ને પરસ્ત્રી માત બેન સમાન જાણે છે. શ્રાવકના એકવીશ ગુણે કરી સહિત છે. (તેઓમાંથી જેઓ) મુજથી દાન, શિળ, તપ અને ભાવમાં અધિક છે, તેમને ત્રણ વાર નમસ્કાર કરીને મન, વચન, કાયાએ કરીને ભુજો ભુજો કરી ખમાવું છું.

સાધુ સાધ્વીને ખમાવું છું, શ્રાવક શ્રાવિકાને ખમાવું છું, સમકિતદૃષ્ટિ જીવને ખમાવું છું. ઉપકારી ભાઇ બાઇને ખમાવું છું, ચોરાશી લાખ જીવયોનિના જીવને ખમાવું છું. સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપકાય, સાતલાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દશલાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદલાખ સાધારણ વનસ્પતિકાય, બેલાખ બેઇંદ્રિય, બેલાખ તેઇંદ્રિય, બેલાખ ચઉરિંદ્રિય, ચારલાખ નારકી, ચારલાખ તિર્યંચપંચેંદ્રિય, ચારલાખ દેવતા, ચૌદલાખ મનુષ્ય, એ ચોરાશી લક્ષ જી-

વાયોનિના જીવને હાલતાં, ચાલતાં, ઉઠતાં, બેસતાં, જાણુતાં, અજાણુતાં, હણ્યા હોય, હણાવ્યા હોય, છેદ્યા હોય, ભેદ્યા હોય, પરિતાપના, કિલામના, ઉપજાવી હોય, તો અનંતા સિદ્ધકેવળીની સાખે મ્હારે મિચ્છામિદુક્કડં ॥ ૩૩ ॥
(અહીં "ઇચ્છામિ ખમાસમણા" નો પાઠ બે વખત કહેવો)

ઇતિ ચોથો આવશ્યક સંપૂર્ણ ॥ ૪ ॥

(હવે પૂર્વની માફક પાંચમાં આવશ્યકની આજ્ઞા માંગવી)

---

## પાઠ ૩૪ મો પ્રાયશ્ચિત્ત વિશુદ્ધતાનો.

દેવસી પ્રાયશ્ચિત વિશુદ્ધનાર્થં કરેમિ કાઉસગ્ગં ॥ (અહીં નમોક્કારાનો પાઠ કહી "કરેમિભંતે સામાઇય" થી "અપ્પાણં વોસિરામિ" સુધીનો પાઠ કહેવો. ત્યારપછી "ઇચ્છામિઠામિ કાઉસગ્ગં" થી "જંવિરાહિયં તસ્સમિચ્છામિદુક્કડં" સુધીનો પાઠ કહેવો; ને પછી "તસ્સ ઉત્તરી" નો પાઠ કહેવો; ને કાઉસગ્ગ કરવો.)

[કાઉસગ્ગ માટે સૂચના:—દિવસ અને રાત્રી પ્રતિક્રમણમાં ચાર "લોગસ્સ" નો, પખ્ખી પ્રતિક્રમણમાં બાર "લોગસ્સ" નો, ચઉમાસિ પ્રતિક્રમણમાં વીશ "લોગસ્સ" નો અને સંવત્સરી પ્રતિક્રમણમાં ચાલીશ "લોગસ્સ" નો કાઉસગ્ગ કરવો. દરેક કાઉસગ્ગને અંતે "નમોક્કારનો પાઠ" ને "નમો અરિહંતાણું" નો શબ્દોચ્ચાર કરવો.] (પછી

"લોગસ્સ" નો પ્રગટ પાઠ ભણી "ઇચ્છામિ ખમાસમણો" નો પાઠ બે વાર કહેવો.) ॥ ૩૪. ॥

( ઇતિ પાંચમો આવશ્યક સંપૂર્ણ ॥ ૫ ॥ )

**पाठ ३५ मो प्रत्याख्याननो.**

**" ચઉવિહારનાં પચ્ચખાણ "**

ધાર્યા પ્રમાણે ચઉવિહંપિ આહારં પચ્ચખાણ, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થાણા ભોગેણં, સહસ્સાગારેણં, અપ્પાણં વોસિરામિ ॥ ૧ ॥

**" એકટાણાનાં પચ્ચખાણ "**

એકટાણા ઉપરાંત દુવિહંપિ આહારં પચ્ચખાણ, અસણં, ખાઇમં, અન્નથ્થાણા ભોગેણં, સહસ્સાગારેણં, અપ્પાણં વોસિરામિ ॥ ૨ ॥

**" આયંબિલનાં પચ્ચખાણ "**

આયંબીલવિહં તિવિહંપિ આહારં પચ્ચખાણ, અસણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થાણાભોગેણં, સહસ્સાગારેણં, લેવાલેવેણં; ગિહથ્થસંસઠેણં, પડુચ્ચમખ્ખેણં, ગુરૂઅભુઠાણેણં, ઉખ્ખિત્તવિવેગેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, તસ્સ ભંતે, પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ ॥૩॥

**" ઉપવાસનાં પચ્ચખાણ "**

કાલ સુરૂગે ચઉવિહંપિ આહારં પચ્ચખાણ, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થાણાભોગેણં, સહસ્સાગારેણં, અપ્પાણં વોસિરામ ॥ ૪ ॥ ૩૫ ॥

(ઇતિ છઠો આવશ્યક સંપૂર્ણ. ॥ ૬॥ )

## પાઠ ३६ मो प्रतिक्रमण पालवानो.

૧ સામાયક, ૨ ચઉવીસથ્થો, ૩ વંદણા, ૪ પ્રતિક્રમણ, ૫ કાઉસગ્ગ, ૬ પચ્ચખાણ એ છ આવશ્યક પૂરા થયા તેહને વિષે, ગાથા, પદ, અક્ષર, કાનો, માત્રા, મીંડુ, હ્રસ્વ, દીર્ઘ, ઓછું, અધિક, વિપરિત ભણાણું હોય તો તસ્સમિચ્છામિદુક્કડ. ॥ ૧ ॥

મિથ્યાત્વનું પ્રતિક્રમણ ॥૧॥ અવ્રતનું પ્રતિક્રમણ ॥૨॥ પ્રમાદનું પ્રતિક્રમણ ॥ ૩ ॥ કષાયનું પ્રતિક્રમણ ॥૪॥ અશુભ જોગનું પ્રતિક્રમણ, ॥ ૫ ॥ એ પાંચે પ્રતિક્રમણ એકસો ચોવિસ દોષ ટાળીને સમી રીતે પડિકમ્યાં ન હોય, તો તસ્સમિચ્છામિદુક્કડં. ॥ ૨ ॥

ગયા કાળનું પ્રતિક્રમણ, વર્તમાનકાળનો સંવર, આવતા કાળનાં પચ્ચખ્ખાણ, કરેમિ મંગલં, મહા મંગલં, થયથુઇ મંગલં ॥ ૩ ॥ ૬॥ (અહીં ત્રણ "નમોથ્થુણં" કહેવાં.)

## ઇતિ શ્રી પ્રતિક્રમણ સૂત્રં સમાપ્તં ॥



# શ્રી ભક્તામર સ્તોત્ર.

( વસંતતિલકા. )

**ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા**—ભક્ત એવા જે દેવતા તેમનાં નમેલાં મસ્તકોને વિષે રહેલા મુકુટમણિ તેની પ્રભાઓને.

**મુદ્યોતકં દલિતપાપતમોવિતાનમ્**—ઉદ્યોતના કરનાર, તથા નાશ કર્યો છે પાપ તથા અજ્ઞાનરૂપ અંધકારનો સમુહ જેણે.

**સમ્યક્ પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા**—એવા જીનેશ્વર ભગવાનના ચરણયુગલને સમ્યક્ પ્રકારે નમસ્કાર કરીને જે ચરણ યુગલ આ યુગની શરૂઆતમાં.

**વાલંબનં ભવજલે પતતાં જનાનામ્ ॥૧॥**—ભવરૂપી જળને વિષે પડેલા પ્રાણીઓને આલંબનભૂત છે, તેને નમસ્કાર કરીને॥૧॥

**યઃ સંસ્તુતઃ સકલવાઙ્મયતત્ત્વબોધા**—જેની સ્તુતિ કરેલી છે, સમસ્ત શાસ્ત્ર તેના તત્ત્વના જાણવા થકી.

**દુદ્ભૂતબુદ્ધિપટુભિઃ સુરલોકનાથૈઃ**—ઉત્પન્ન થઇ એવી જે બુદ્ધિ, તેણે કરી કુશળ એવા દેવલોકના નાથ જે ઇન્દ્ર તેમને.

**સ્તોત્રૈર્જગત્રિતયચિત્તહરૈરૂદારૈઃ**—ત્રણ જગતના પ્રાણીઓના ચિત્તને હરણ કરનાર તથા અર્થ અને શબ્દ થકી ઉદાર એવા.

**સ્તોષ્યે કિલાહમપિતં પ્રથમં જિનેંદ્રમ ॥૨॥**—તે પ્રથમ જિનેંદ્ર ઋષભદેવ સ્વામિને હું પણ નિશ્ચયે સ્તવીશ-સ્તોત્રોવડે સ્તુતિ કરીશ. ॥ ૨ ॥

**બુદ્ધ્યા વિનાપિ વિબુધાર્ચિતપાદપીઠ**—પંડિતો અથવા

દેવતાઓવડે પૂજીત છે ચરણનું આસન જેનું એવા હે પ્રભુ! બુદ્ધિ વિના પણ.

**સ્તોતું સમુદ્યતમતિર્વિગતત્રપોઽહં**—સ્તુતિ કરવાને ઉદ્યત મતિવાળો થયો છું, તેથી જ હું લજ્જાની દરકાર વિનાનો જણાઉં છું.

**બાલં વિહાય જલસંસ્થિતમિંદુબિંબ**—જળને વિષે પ્રતિબિંબિત એવું ચંદ્રમાનું જે બિંબ તેને બાળક વિના.

**મન્યઃ ક ઇચ્છતિ જનઃ સહસા ગ્રહીતુમ્ ॥૩॥**—બીજો કયો માણુસ તત્કાળ ગ્રહણ કરવાની ઇચ્છા કરે? ॥ ૩ ॥

**વક્તું ગુણાન્ ગુણસમુદ્ર શશાંકકાંતાન્**—હે ગુણસમુદ્ર! ચંદ્રમા સરખા તારા ઉજ્વલ ગુણોને વર્ણવવાને-વર્ણન કરવાને.

**કસ્તે ક્ષમઃ સુરગુરૂપ્રતિમોઽપિ બુદ્ધ્યા**—બુદ્ધિએ કરીને બ્રહસ્પતિ સરખા પણ કોણ સમર્થ છે?

**કલ્પાંતકાલપવનોદ્ધતનક્રચક્રં**—પ્રલયકાળના પવનવડે ઉછળી રહ્યા છે મગરમચ્છના સમૂહ જેને વિષે.

**કો વા તરીતુમલમંબુનિધિં ભુજાભ્યામ ॥૪॥**—એવા સમુદ્રને બે હાથવડે તરવાને કોણ સમર્થ થાય છે? ॥ ૪ ॥

**સોઽહં તથાપિ તવભક્તિવશાન્મુનીશ**—હે મુનિઓના સ્વામિ! તોપણ તમારી ભક્તિના વશથકી પૂર્વે કહ્યો એવો બુદ્ધિરહિત હું.

**કર્તું સ્તવં વિગતશક્તિરપિ પ્રવૃત્તઃ**—શક્તિરહિત છું, તેમ છતાં પણ તમારૂં સ્તવન કરવાને પ્રવૃત્ત થયો છું.

**પ્રીત્યાત્મવીર્યમવિચાર્ય મૃગો મૃગેન્દ્રં**—હરણ સ્નેહે કરીને પોતાનું બળ અણુવિચારતો થકો સિંહ પ્રત્યે.

**નાભ્યેતિ કિં નિજશિશોઃ પરિપાલનાર્થમ્ ॥૫॥**—પો-

તાના બાળકના રક્ષણને અર્થે શું સામો જતો નથી ? ॥ ૫ ॥

**અલ્પશ્રુતં શ્રુતવતાં પરિહાસધામ**—અલ્પ છે શાસ્ત્રજ્ઞાન જેને, એ હેતુ થકી બહુશ્રુત જનોનં હાસ્ય કરવાનુ સ્થાનરૂપ એવા.

**ત્વદ્ભક્તિરેવ મુખરીકુરૂતે બલાન્માં**—મને તમારી ભક્તિ જ બળાત્કારે વાચાલ કરે છે.

**યત્કોકિલઃ કિલ મધૌ મધુરં વિરૌતિ**—જેમ ચૈત્ર માસને વિષે કોકિલ પક્ષી નિશ્ચે મધુર બોલે.

**તચ્ચારૂચામ્રકલિકાનિકરૈક હેતુઃ ॥૬॥**—તેનું કારણ એક મનોહર આમ્રકલિકાનો સમૂહ તે જ છે. ॥૬॥

**ત્વત્સંસ્તવેન ભવસંતતિસન્નિબદ્ધં**—તમારા રૂડા સ્તવન થકી ભવની પરંપરાએ કરી બંધાયેલું.

**પાપં ક્ષણાત્ક્ષયમુપૈતિ શરીરભાજામ્**—જે દેહધારી જીવોનું પાપ ક્ષણવારમાં નાશ પામે છે.

**આક્રાંતલોકમલિનીલમશેષમાશુ**—જેમ શીઘ્રપણે લોકમાં વ્યાપ્ત થયેલું અને ભ્રમર સરખું કાળું એવું, તે સમસ્ત પ્રકારે.

**સૂર્યાંશુભિન્નમિવ શાર્વરમંધકારમ્ ॥૭॥**—રાત્રિ સંબંધી અંધારૂં સૂર્યના કિરણોથી નાશ પામે છે. ॥૭॥

**મત્વેતિ નાથ તવ સંસ્તવનં મયેદં**—હે નાથ ! એમ માનીને આ તમારૂં સ્તવન મારા વડે.

**મારભ્યતે તનુધિયાપિ તવ પ્રભાવાત્**—હું જે મંદ બુદ્ધિવાળો છું, તેણે આરંભ કરાય છે, તે સ્તવન તમારા પ્રભાવ થકી.

**ચેતો હરિષ્યતિ સતાં નલિનીદલેષુ**—સત્પુરૂષોના ચિત્તને હરશે, જેમ કમળપત્રને વિષે પડેલું

**મુક્તાફલદ્યુતિમુપૈતિ નનૂદબિંદુઃ ॥૮॥**—પાણીનું બિંદુ મુક્તાફળની શોભા પામે છે. ॥૮॥

**આસ્તાં તવ સ્તવનમસ્તસમસ્ત દોષં**—નાશ પામ્યા છે સમગ્ર દોષ જે થકી, એવું તમારૂં સ્તવન તો દૂર રહો.

**ત્વત્સંકથાપિ જગતાં દુરિતાનિ હંતિ**—પરંતુ તમારા ચરિત્રની કથા જે કરવી તે જગતના લોકોનાં પાપને હણે છે.

**દૂરે સહસ્રકિરણ: કુરૂતે પ્રભૈવ**—જેમ સૂર્ય તો દૂર રહ્યો, પરંતુ તેની પ્રભાજ કરે છે.

**પદ્માકરેષુ જલજાનિ વિકાશભાંજિ ॥ ૯ ॥** સરોવરાદિકને વિષે કમલોને વિકસ્વર ॥૯॥

**નાત્યદ્ભુતં ભુવનભૂષણ ભૂતનાથ**—તે અતિ આશ્ચર્ય નથી. જગતને વિષે ભૂષણરૂપ હે નાથ !

**ભૂતૈર્ગુણૈર્ભુવિ ભવંતમભિષ્ટુવંત:**—સત્ય એવા તમારા ગુણોએ કરી જગતમાં તમોને સ્તુતિ કરનારા પુરૂષો.

**તુલ્યા ભવંતિ ભવતો નનુ તેન કિંવા**—તમારા સરખા થાયછે. તે સ્વામિએ કરી શું ?!

**ભૂત્યાશ્રિતં ય ઈહ નાત્મસમં કરોતિ ॥૧૦॥**—જે સ્વામિ પોતાના આશ્રિતને સંપત્તિયે કરી પોતાની તુલ્ય કરતો નથી.

**દૃષ્ટ્વા ભવંતમનિમેષવિલોકનીયં**—નિમેષ રહિતપણે કરી જોવાયોગ્ય એવા તમોને જોઇને.

**નાન્યત્ર તોષમુપયાતિ જનસ્ય ચક્ષુ:**—જોનાર લોકોના નેત્રો તમારા વિના બીજે ઠેકાણે સંતોષ પામતા નથી.

**પીત્વા પય: શશિકરદ્યુતિદુગ્ધસિંધો:**—ચંદ્રમાના કિરણની સરખી કાંતિવાળા ક્ષીરસમુદ્રનું પાણી પીને.

**ક્ષારં જલં જલનિધેરશિતું ક ઇચ્છેત ॥૧૧॥**—કયો પુ-

રૂપ લવણુ સમુદ્રનું ખારૂં પાણી પીવાની ઇચ્છા કરે ? ॥ ૧૧ ॥

**યૈ: શાંતરાગરૂચિભિ:પરમાણુભિસ્ત્વં**—શાંતરસના ભાવન્ત છાયા છે જેમને વિષે, એવા જે પરમાણુઓ તે વડે તમારૂં શરીર-

**નિર્માપિતસ્ત્રિભુવનૈકલલામભૂત**—નિર્માણ કરેલું છે. હે ત્રણ ભુવનને વિષે એક આભૂષણ ભુત!—

**તાવંતએવ ખલુ તેડપ્યણવ: પૃથિવ્યાં**—તે પરમાણુઓ પણ આ પૃથ્વિને વિષે નિશ્ચે તેટલાજ છે.

**યત્તે સમાનમપરં નહિ રૂપમસ્તિ ॥ ૧૨ ॥**–કારણકે તમારા સરખું બીજું કોઇ રૂપ નથી. ॥ ૧૨ ॥

**વક્ત્રં ક્વ તે સુરનરોરગનેત્રહારિ**—દેવતા,મનુષ્ય,ભુવનપતિ પ્રમુખ દેવોના નેત્રોને હરણ કરનાર તમારૂં મુખ ક્યાં.

**નિ:શેષનિર્જિતજગત્ત્રિતયોપમાનમ્**—જેણે ત્રણ જગતની ઉપમાનભૂત વસ્તુને સંપૂર્ણ જીતી છે.

**બિંબં કલંકમલિનં ક્વ નિશાકરસ્ય**-તથા ચંદ્રમાના કલંકે કરી મલિન એવું બિંબ ક્યાં.

**યદ્વાસરે ભવતિ પાંડુપલાશકલ્પં ॥ ૧૩ ॥**—જે દિવસના ભાગમાં ખાખરાના પાંદડા સરખું પીળું પડી જાય છે. ॥ ૧૩ ॥

**સંપૂર્ણમંડલશશાંકકલાકલાપ**—સંપૂર્ણ મંડળવાળા ચંદ્રમાના સસલ સરખા.

**શુભ્રા ગુણાસ્ત્રિભુવનં તવ લંઘયંતિ**—ઉજવળ તમારા ગુણો ત્રણ ભુવનને ઉલ્લંઘન કરે છે.

**યે સંશ્રિતાસ્ત્રિજગદીશ્વર નાથમેકં**—હે ત્રણ જગતના ઈશ્વર! જે ગુણો અદ્વિતીય નાથરૂપ તમોને આશ્રય કરી રહેલા છે.

**કસ્તાન્નિવારયતિ સંચરતો યથેષ્ટમ્ ॥ ૧૪ ॥**–તે સ્વેચ્છાએ

વિચરતા ગુણોને કયો પુરુષ નિવારણ કરી શકે ? ॥ ૧૪ ॥

**ચિત્રં કિમત્ર યદિ તે ત્રિદશાંગનાભિ**—એમાં શું આશ્ચર્ય છે કે દેવતાઓની સ્ત્રીઓથી પણ તમારૂં.

**નીતં મનાગપિ મનો ન વિકારમાર્ગમ્**—મન જરાક પણ વિકારના સ્થાનકને ન પામ્યું.

**કલ્પાંતકાલમરૂતા ચલિતાચલેન**—ચલાયમાન કર્યા છે, મ્હોટા પર્વતો જેણે, એવા પ્રલયકાળના પવને કરી.

**કિં મંદરાદ્રિશિખરં ચલિતં કદાચિત્ ॥ ૧૫ ॥** મેરૂ પર્વતનું શિખર શું કદી ચલાયમાન થયું ? ॥ ૧૫ ॥

**નિર્દ્ધૂમવર્તિરપવર્જિત તૈલપુરઃ**—ધૂમ્ર અને વાટરહિત એવો, તથા ત્યાગ થયો છે સ્નેહરૂપ તૈલનો પુર જે થકી એવા.

**કૃત્સ્નં જગત્ત્રયમિદં પ્રકટીકરોષિ**—વળી સમસ્ત ત્રણ જગતને પ્રકાશ કરો છો એવા.

**ગમ્યો ન જાતુ મરૂતાં ચલિતાચલાનાં**—વળી પર્વતોને ચલાયમાન કરનાર પવનવડે પણ કદી જવા યોગ્ય નહિ ( ચલાયમાન કર્યા છે મ્હોટા પર્વતો જેણે એવા પવનોને પણ અગમ્ય. )

**દીપોऽપરસ્ત્વમસિ નાથ જગત્પ્રકાશઃ ॥ ૧૬ ॥**—એવા હે નાથ ! જગત્પ્રકાશરૂપ તું એક વિલક્ષણ દીપક છે. ॥ ૧૬ ॥

**નાસ્તં કદાચિદુપયાસિ ન રાહુગમ્યઃ**—જે કદી પણ અસ્ત પામતો નથી, રાહુથી અસ્ત થતો નથી.

**સ્પષ્ટીકરોષિ સહસા યુગપજ્જગંતિ**—સમકાલે ત્રણ જગતને સાથેજ પ્રકાશ કરે છે.

**નાંભોધરોદરનિરૂદ્ધમહાપ્રભાવઃ**—જ્ઞાનાવરણાદિક વાદળના દળથી નથી રોકાયો એવો મહોટો છે મહિમા જેનો એવો.

**સૂર્યાતિશાયિમહિમાસિ મુનીંદ્ર લોકે ॥૧૭॥**—હે મુનીઓના ઇન્દ્ર ! તમે આ લોક વિષે સૂર્યથી અધિક મહિમાવાળા છો.૧૭

**નિત્યોદયં દલિતમોહમહાંધકારં**—નિત્ય છે ઉદય જેનો તથા નાશ કર્યો છે મોહરૂપી મ્હોટો અંધકાર જેણે એવું.

**ગમ્યં ન રાહુવદનસ્ય ન વારિદાનામ્**—રાહુના મુખથી તથા મેઘથી પણ અગમ્ય ગ્રસવાયોગ્ય નથી એવું.

**વિભ્રાજતે તવ મુખાબ્જમનલ્પકાંતિ**—અતિ કાંતિવાળું તમારૂં મુખકમળ વિશેષ શોભે છે.

**વિદ્યોતયજ્જગદપૂર્વશશાંકબિંબમ્ ॥૧૮॥**—તે જાણે કે ત્રણ જગતને પ્રકાશ આપતું વિલક્ષણ ચંદ્રમાનું બિંબ હોયની તેમ ભાસે છે. ॥ ૧૮ ॥

**કિં શર્વરીષુ શશિનાન્હિ વિવસ્વતા વા**—રાત્રિઓને વિષે ચંદ્રમાનું શું પ્રયોજન છે અને દિવસે સૂર્યનું શું પ્રયોજન છે ?

**યુષ્મન્મુખેંદુદલિતેષુ તમસ્સુ નાથ**—હે નાથ ! તમારા મુખરૂપી ચંદ્રમાએ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કર્યો છે.

**નિષ્પન્નશાલિવનશાલિનિ જીવલોકે**—પાકેલાં એવાં શાલિવન તેણે કરી શોભાયમાન એવા લોકને વિષે.

**કાર્યં કિયજ્જલધરૈર્જલભારનમ્રૈઃ ॥ ૧૯ ॥**—જળના ભારે કરી નમી ગયેલા મેઘોનું શું પ્રયોજન છે ?॥ ૧૯ ॥

**જ્ઞાનં યથા ત્વયિ વિભાતિ કૃતાવકાશં**—અનંત પર્યાયાત્મક વસ્તુઓને વિષે કિધી છે જગા જેણે, એવું જ્ઞાન જેવી રીતે તમારે વિષે શોભે છે.

**નૈવં તથા હરિહરાદિષુ નાયકેષું**—તેવી રીતે પોતપોતાના

શાસનના નાયક હરિહરાદિક દેવોને વિષે નથી શોભતું.

**તેજઃ સ્ફુરન્મણિષુ યાતિ યથા મહત્ત્વં**—જેમ તેજ દેદીપ્યમાન મણિઓને વિષે ગૌરવ પામે છે.

**નૈવં તુ કાચશકલે કિરણાકુલેપિ ॥ ૨૦ ॥**—તેમ કાંતિએ કરી વ્યાપ્ત એવા કાચના કટકાને વિષે નથી પામતું. ॥ ૨૦ ॥

**મન્યે વરં હરિહરાદય એવ દૃષ્ટા**—હું ધારૂં છું કે હરિહરાદિક દેવોને મેં દીઠા તે સારૂંજ થયું

**દૃષ્ટેષુ યેષુ હૃદયં ત્વયિ તોષમેતિ**—જેમને દીઠે છતે મારૂં ચિત્ત તમારે વિષેજ સંતોષને પામે છે.

**કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્યઃ**—પ્રથમ દીઠેલા એવા તમોએ કરી શું થયું કે જે તમારા દર્શન થકી આ પૃથ્વીને વિષે નથી બીજો.

**કશ્ચિન્મનોહરતિ નાથ ભવાંતરેપિ ॥૨૧॥**—કોઇ પણ દેવ હે નાથ ! પરભવને વિષે પણ મારા મનને હરણ કરતો નથી.૨૧

**સ્ત્રીણાં શતાનિ શતશો જનયંતિ પુત્રાન્**—સ્ત્રીના સેંકડાઓ ( સેંકડો સ્ત્રીઓ )સેંકડાબંધ પુત્રોને જન્મ આપે છે.

**નાન્યા સુતં ત્વદુપમં જનની પ્રસૂતા**—બીજી કોઇ માતા તમારા જેવા પુત્રને ઉત્પન્ન કરી શકતી નથી.

**સર્વા દિશો દધતિ ભાનિ સહસ્ત્રરશ્મિં**—સર્વ દિશાઓ નક્ષત્રોને ધારણ કરે છે પરંતુ હજાર કિરણવાળા સૂર્યને.

**પ્રાચ્યેવ દિગ્જનયતિ સ્ફુરદંશુજાલમ્ ॥ ૨૨ ॥**—જળહળતી કિરણની જવાળા છે જેને એવાને તો પૂર્વ દિશાજ ફકત ધારણ કરે છે. ॥ ૨૨ ॥

**ત્વામામનન્તિ મુનયઃ પરમં પુમાંસ**—મુનિઓ તમને શ્રેષ્ઠ

મનુષ્ય એટલે નિઃકર્મા સિદ્ધ કહે છે.

**આદિત્યવર્ણમમલં તમસઃ પુરસ્તાત્**—અંધકારની આગળ સૂર્યસમાન કાંતિવાળા તથા નિર્મળ.

**ત્વામેવ સમ્યગુપલભ્ય જયંતિ મૃત્યું**—એવા તમોનેજ જાણવા થકી તે મૃત્યુને જીતે છે.

**નાન્યઃ શિવઃ શિવપદસ્ય મુનીંદ્ર પંથાઃ ॥૨૩॥**—હે મુનિઓના ઇંદ્ર ! ઉપદ્રવરહિત એવો મોક્ષનો બીજો કોઈ માર્ગ નથી. ૨૩

**ત્વામવ્યયં વિભુમચિંત્યમસંખ્યમાદ્યં**—તમોને ક્ષયરહિત, ઐશ્વર્યયુક્ત, અચિંત્ય, ગુણસંખ્યા રહિત, તથા આદ્ય તીર્થંકર.

**બ્રહ્માણમીશ્વરમનન્તમનંગકેતુમ્**—બ્રહ્મરૂપ, અંતરહિત, કામનો નાશ કરવાને કેતુ સરખા.

**યોગીશ્વરં વિદિતયોગમનેકમેકં**—યોગી પુરૂષોના ઇશ્વર, સર્વ યોગના જાણનાર, એકરૂપ હોવા છતાં પણ અનેક જ્ઞેયને જાણનાર હોવાથી અનેક.

**જ્ઞાનસ્વરૂપમમલં પ્રવદંતિ સંતઃ ॥ ૨૪ ॥**—જ્ઞાન સ્વરૂપી તથા પાપમલરહિત, સંત પુરૂષો કહે છે. ॥૨૪॥

**બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિત બુદ્ધિબોધાત્**—દેવોથી અર્ચિત બુદ્ધિગત અને મનોગત પદાર્થોને જાણવાથી તમે પોતેજ બુદ્ધ છો.

**ત્વં શંકરોસિ ભુવનત્રયશંકરત્વાત્**—ત્રણ ભુવનને સુખના કરનાર હોવાથી તમે પોતેજ શંકર છો.

**ધાતાસિ ધીર શિવમાર્ગવિધેર્વિધાનાત્**—હે ધીર ! રત્નત્રય યોગરૂપ મોક્ષમાર્ગ વિધિનું નિષ્પાદન કરવાથી તમેજ ધાતા વિધાતા છો.

**વ્યક્તં ત્વમેવ ભગવન્ પુરૂષોત્તમોઽસિ ॥ ૨૫ ॥** હે

ભગવન્ ! તમોજ પ્રગટપણે પુરૂષોત્તમ છો ॥ ૨૫ ॥

**તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ**—ત્રણ ભુવનની પીડાને હરણ કરનાર તમોને નમસ્કાર થાઓ.

**તુભ્યં નમઃ ક્ષિતિતલામલભૂષણાય**—પૃથ્વિતલને વિષે નિર્મળ અલંકારરૂપ તમોને નમસ્કાર થાઓ.

**તુભ્યં નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય**—ત્રણ જગતના પરમેશ્વર તમોને નમસ્કાર થાઓ.

**તુભ્યં નમો જિન ભવોદધિશોષણાય ॥૨૬॥**–હે વીતરાગ ! ભવસમુદ્રને શોષણ કરનાર તમોને નમસ્કાર થાઓ. ॥ ૨૬ ॥

**કો વિસ્મયોઽત્ર યદિ નામગુણૈરશેષૈ**—આમાં શું આશ્ચર્ય છે, સમગ્ર ગુણોએ કરી.

**સ્ત્વં સંશ્રિતો નિરવકાશતયા મુનીશ**—હે મુનિઓના ઇશ્વર ! તમો નિરંતરપણે આશ્રય કરાયેલા છો.

**દોષૈરૂપાત્તવિવિધાશ્રયજાતગર્વૈઃ**—વિવિધ આશ્રયો થકી ઉત્પન્ન થયો જે અહંકાર તે રૂપ દોષોએ કરી.

**સ્વપ્નાંતરેઽપિ ન કદાચિદપીક્ષિતોઽસિ ॥ ૨૭ ॥** તમોને લોકોએ સ્વપ્નાંતરમાં પણ કદી દીઠેલા નથી. ॥ ૨૭ ॥

**ઉચ્ચૈરશોકતરૂસંશ્રિતમુન્મયૂખ**—ઊંચા અશોકવૃક્ષને વિષે આશ્રય કરી રહેલું તથા ઊંચા છે કિરણો જેના એવું

**માભાતિ રૂપમમલં ભવતો નિતાંતમ્**–તમારૂં રૂપ અત્યંત નિર્મળ શોભે છે.

**સ્પષ્ટોલ્લસત્કિરણમસ્તતમોવિતાનં**—તે પ્રગટ ઊંચાં ગયાં છે કિરણો જેનાં તથા નાશ પમાડ્યો છે અંધકારનો સમૂહ જેણે એવું.

**બિંબં રવેરિવ પયોધર પાર્શ્વવર્તિ ॥ ૨૮ ॥** તથા મેઘની

સમીપે વર્તતા સૂર્યના બિંબ જેવું શોભે છે. ॥ ૨૮ ॥

**સિંહાસને મણિમયૂખશિખાવિચિત્રે**—મણિઓના કિરણોની પંક્તિઓએ કરી વિચિત્ર સિંહાસનને વિષે

**વિભ્રાજતે તવ વપુઃ કનકાવદાતમ્**—સુવર્ણ સરખું મનોજ્ઞ તમારૂં શરીર શોભે છે.

**બિંબં વિયદ્વિલસદંશુલતાવિતાનં**—આકાશને વિષે ઉદ્યોતમાન કિરણોની શાખાઓનો સમૂહ છે જેનો એવું સૂર્યનું બિંબ.

**તુંગોદયાદ્રિશિરસીવ સહસ્રરશ્મેઃ ॥ ૨૯॥**—જેમ ઉંચા ઉદયાચલ પર્વતના શિખર ઉપર શોભે છે. ॥ ૨૯ ॥

**કુંદાવદાતચલચામરચારૂશોભં**--મોગરાના પુષ્પ સરખું ઉજ્વલ તથા વીંજાતા ચામરોવડે મનોહર છે શોભા જેની એવું.

**વિભ્રાજતે તવ વપુઃ કલધૌતકાંતમ્**—સુવર્ણ સરખું તમારૂં શરીર વિશેષે શોભે છે.

**ઉદ્યચ્છશાંકશુચિનિર્ઝરવારિધાર**—ઉદય પામેલા ચંદ્રમાની પેઠે નિર્મળ છે નિઝરણાના પાણીની ધારા જેને વિષે એવું

**મુચ્ચૈસ્તટં સુરગિરેરિવ શાતકૌમ્ભમ્ ॥ ૩૦ ॥**—સુવર્ણમય જે મેરૂપર્વત તેનું ઉંચું શિખર જેમ શોભે છે. ॥ ૩૦ ॥

**છત્રત્રયં તવ વિભાતિ શશાંકકાંત**—ચંદ્રમા સરખા મનોહર તમારા ઉપર ત્રણ છત્ર શોભે છે.

**મુચ્ચૈઃ સ્થિતં સ્થગિતભાનુકરપ્રતાપમ્**—તે ઉંચે રહ્યું થકું તથા ઢાંકી દીધો છે સૂર્યના કિરણનો પ્રતાપ જેણે એવું.

**મુક્તાફલપ્રકરજાલવિવૃદ્ધશોભં**--મોતીના સમૂહની રચનાએ કરી વધી છે શોભા જેની એવું

**પ્રખ્યાપયત્ત્રિજગતઃ પરમેશ્વરત્વમ ॥ ૩૧ ॥**—તથા ત્રણ

જગતના પરમેશ્વરપણાને પ્રકટ કરતું. ॥ ૩૧ ॥ *

**ઉન્નિદ્રહેમનવપંકજપુંજકાંતિ**—વિકસિત સુવર્ણના નવકમળના સમૂહની કાંતિએ કરી

**પર્યુલ્લસન્નખમયૂખશિખાભિરામૌ**—ઝળહળતા નખનાં કિરણોના પ્રકાશની પંક્તિએ કરી મનોહર.

**પાદૌપદાનિ તવ યત્ર જિનેંદ્ર ધત્તઃ**—તમારા ચરણો જે સ્થાનને વિષે હે જિનેંદ્ર! પગલાં ધારણ કરે છે.

**પદ્માનિ તત્ર વિબુધાઃ પરિકલ્પયંતિ ॥ ૩૨ ॥**—તે તે સ્થાનકોને વિષે દેવતાઓ કમળની રચના કરે છે. ॥ ૩૨ ॥

**ઇત્થં યથા તવ વિભૂતિરભૂજ્જિનેંદ્ર**—હે જિનેંદ્ર ! એ પૂર્વોક્ત અતિશયની સંપદા જેવી તમારી થઇ.

**ધર્મોપદેશનવિધૌ ન તથા પરસ્ય**—ધર્મનો ઉપદેશ કરવાના સમયને વિષે તેવી બીજા કોઇની થઇ નથી.

**યાદૃક્ પ્રભા દિનકૃતઃ પ્રહતાંધકારા**—હણ્યો છે અંધકાર જેણે એવા સૂર્યની જેવા કાંતિ હોય છે.

---

* " ક્ષેપક કાવ્યો "

ગંભીરતારરવપૂરિતદિગ્વિભાગ—સ્ત્રૈલોકયલોકશુભસંગમભૂતિદક્ષઃ ॥
સદ્ધર્મરાજજયઘોષણઘોષકઃ સન્, ખે દુંદુભિર્ધ્વનતિ તે યશસઃપ્રવાદી ॥ ૧ ॥
મંદારસુંદરનમેરૂસુપારિજાત, સંતાનકાદિ કુસુમોત્કરવૃષ્ટિરૂદ્ધા ॥
ગન્ધોદબિંદુશુભમન્દમરૂત્પ્રપાતા, દિવ્યા દિવઃ પતતિ તે વચસાં તતિર્વા ॥૨॥
શુભ્ર પ્રભાવલયભૂરિવિભા વિભો તે । લોકત્રય દ્યુતિમતાં દ્યુતિમાક્ષિપન્તી ॥
પ્રોદ્યદ્ દિવાકર નિરંતર ભૂરિ સંખ્યા । દીપ્તિર્જયત્યપિ નિશામિવ સોમ સૌમ્યામ્ ॥૩॥
સ્વર્ગાપવર્ગગમમાર્ગવિમાર્ગણેષ્ટઃ । સદ્ધર્મતત્વકથનૈકપટુસ્ત્રિલોકયામ્ ॥
દિવ્યધ્વનિર્ભવતિ તે વિશદાર્થસર્વ—ભાષાસ્વભાવપરિણામગુણૈઃ પ્રયોજ્યઃ॥૪॥

**તાદૃક્કુતો ગ્રહગણસ્ય વિકાશિનોપિ ॥ ૩૩ ॥**—તેવી કાંતિ પ્રકાશિત થયેલા પણ ગ્રહોના સમુદાયની ક્યાંથી હોય. ॥ ૩૩ ॥

**શ્ચ્યોતન્મદાવિલવિલોલકપોલમૂલ**—ઝરતા મદે કરી વ્યાપ્ત થયેલા અને ચંચળ ગંડસ્થલ તેણે કરી.

**મત્તભ્રમદ્ભ્રમરનાદવિવૃદ્ધકોપમ્**—મદોન્મત્ત તથા અહીં તહીં ભમતા ભ્રમરાઓના શબ્દે કરી વધ્યો છે ક્રોધ જેનો એવા.

**ઐરાવતાભમિભમુદ્ધતમાપતંતં**—ઐરાવત હાથી સરખી કાંતિવાળો તથા ઉદ્ધત એવા હાથીને સામો આવતો.

**દૃષ્ટ્વા ભયં ભવતિ નો ભવદાશ્રિતાનામ્ ॥ ૩૪ ॥**-દેખીને તમારા આશ્રિતોને ભય થતો નથી. ॥૩૪.॥

**ભિન્નેભકુંભગલદુજ્જવલશોણિતાક્ત**—ભેદેલા હાથીઓના કુંભસ્થળથી પડતા શ્વેત રક્તવર્ણવાળા રૂધિરથી ખરડાએલા.

**મુક્તાફલપ્રકરભૂષિતભૂમિભાગઃ**--મોતીનો સમૂહ તેણે કરી શોભાવ્યા છે પૃથ્વિના ભાગો જેણે એવા.

**બદ્ધક્રમઃ ક્રમગતં હરિણાધિપોઽપિ**--કીલિત છે પાદ જેના એવો સિંહ પણ ફાળને વિષે આવી પડેલા અને

**નાક્રામતિ ક્રમયુગાચલસંશ્રિતં તે ॥ ૩૫ ॥** તમારા ચરણરૂપી પર્વતને આશ્રયે રહેલાને પ્રહાર કરતો નથી. ॥ ૩૫ ॥

**કલ્પાંતકાલપવનોદ્ધતવન્હિકલ્પં**--પ્રલયકાળના પવને કરી જોરમાં આવેલા અગ્નિની બરોબર.

**દાવાનલં જ્વલિતમુજ્જવલમુત્સ્ફુલિંગ**--જાજવલ્યમાન, તથા ઉંચા છે તણખા જેના, તથા ઉજવલ એવા વનના અગ્નિને.

**વિશ્વં જિઘત્સુમિવ સન્મુખમાપતંતં**—જગતને ગળી જાય એવી ઇચ્છાવાળા અને સન્મુખ આવતા અગ્નિને.

**ત્વન્નામકીર્ત્તનજલં શમયત્યશેષમ્ ॥ ૩૬ ॥**—તમારા નામનું કીર્તન કરવું તે રૂપ જલ સપૂર્ણ રીતે શમાવે છે ॥૩૬.॥

**રક્તેક્ષણં સમદકોકિલકંઠનીલં**—રાતાં છે નેત્રો જેનાં તથા મદોન્મત્ત કોકિલના કંઠ સરખા નીલ વર્ણવાળો.

**ક્રોધોદ્ધતં ફણિનમુત્ફણમાપતંતમ્**—ક્રોધે કરી ઉદ્ધત થયેલો તથા ઉંચી કરેલી છે ફણ જેણે એવા સર્પને ઉતાવળો સામો આવતો થકો.

**આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશંક**—શંકારહિત થયો થકો ચરણયુગલે કરી તે પુરૂષ ઉલ્લંઘન કરે છે.

**સ્ત્વન્નામનાગદમની** હૃદિ **યસ્ય પુંસઃ ॥૩૭॥**—જે પુરૂષોના હૃદયમાં તારા નામરૂપી નાગદમની ઔષધી ભરેલી છે. ॥૩૭॥

**વલ્ગત્તુરંગગજગર્જિતભીમનાદ**—યુદ્ધ કરતા ઘોડા તથા હાથીઓની ગર્જનાએ કરી ભયંકર શબ્દો છે જેને વિષે એવા.

**માજૌ બલં બલવતામપિ ભૂપતીનામ્**—રણસંગ્રામને વિષે અતિ બળવાન રાજાઓનાં પણ સૈન્ય.

**ઉદ્યદ્દિવાકરમયૂખશિખાપવિદ્ધં**—ઉદય પામેલા સૂર્યનાં કિરણોની શિખાઓએ કરી ભેદાએલું.

**ત્વત્કીર્ત્તનાત્તમઈવાશુ ભિદામુપૈતિ ॥ ૩૮ ॥**—જેમ અંધકાર તેમજ તમારા કીર્તનથકી તે સૈન્ય નાશ પામે છે. ॥૩૮॥

**કુંતાગ્રભિન્નગજશોણિતવારિવાહ**—ભાલાના અગ્રભાગે કરી ભેદાયેલા હાથીઓના રૂધિરરૂપ જળના પ્રવાહને વિષે.

**વેગાવતારતરણાતુરયોધભીમે**—ઉતાવળે પ્રવેશ કરી ફરી તે તરવારને આતુર થયેલા એવા સુભટોએ કરી ભયંકર એવા.

**યુદ્ધે જયં વિજિતદુર્જયજેયપક્ષા**—સંગ્રામને વિષે નહીં જી-

નાય એવા શત્રુના વર્ગોને સંપૂર્ણ જીત્યા છે જેઓએ એવા જયને.

**ત્વત્પાદપંકજવનાશ્રયિણો લભંતે ॥૩૯॥**—તમારા ચરણરૂપ જે કમળનું વન તેને આશ્રયે રહેલા પુરૂષો મેળવે છે. ॥૩૯॥

**અંભોનિધૌ ક્ષુભિતભીષણનક્રચક્ર**—સમુદ્રને વિષે જ્યાં ક્ષોભ પમાડ્યા છે ભયંકર મગરના સમૂહ તથા

**પાઠીનપીઠભયદોલ્વણવાડવાગ્નૌ**—પાઠીનપીઠ નામના મત્સ્ય તેથી કરીને ભયને ઉત્પન્ન કરનારો પ્રબલ વાડવાગ્નિ છે જે સમુદ્રને વિષે

**રંગત્તરંગશિખરસ્થિતયાનપાત્રા**—ઉછળતાં મોજાંના શિખર ઉપર રહ્યું છે વહાણ જેમનું એવા પુરૂષો.

**ત્રાસં વિહાય ભવતઃ સ્મરણાદ્ વ્રજન્તિ ॥ ૪૦ ॥**—તમારા સ્મરણથકી ભયને ત્યાગ કરીને સમુદ્રપાર જાય છે. ॥૪૦॥

**ઉદ્ભૂતભીષણજલોદરભારભુગ્નાઃ**—ઉત્પન્ન થયેલા ભયંકર જલોદર રોગ તેના ભારે કરી વક્ર થયા એવા.

**શોચ્યાં દશામુપગતાશ્ચ્યુતજીવિતાશાઃ**—શોક કરવા યોગ્ય દશાને પ્રાપ્ત થયેલા તથા મૂકી છે જીવવાની આશા જેમણે એવા.

**ત્વત્પાદપંકજરજોમૃતદિગ્ધદેહા**—તમારા ચરણકમળની રજરૂપ અમૃતે કરી લિપ્ત છે શરીર જેમના એવા.

**મર્ત્યા ભવંતિ મકરધ્વજતુલ્યરૂપાઃ ॥૪૧॥**—તે જીવો કામદેવ સરખા રૂપવાળા થાય છે. ॥૪૧॥

**આપાદકંઠમુરૂશૃંખલવેષ્ટિતાંગા**—પગથી તે કંઠસુધી મોટી સાંકળોએ કરી બાંધેલા છે શરીર જેમનાં તથા.

**ગાઢં બૃહન્નિગડકોટિનિઘૃષ્ટજંઘાઃ**—અત્યંત મ્હોટી બેડીઓ તેના ધારવાળા છેડાઓએ કરી સંપૂર્ણ ઘસાઇ ગઇ છે જંઘાઓ જેમની એવા.

**ત્વન્નામમંત્રમનિશં મનુજા: સ્મરંતઃ**—મનુષ્યો તમારા નામમંત્રનું નિરંતર સ્મરણ કરતા થકા.

**સદ્યઃ સ્વયં વિગતબંધભયા ભવંતિ ॥ ૪૨ ॥**—તત્કાળ પોતાની મેળે બંધનભયથી રહિત થાય છે. ॥૪૨॥

**મત્તદ્વિપેંદ્રમૃગરાજદવાનલાગ્નિ**—મદોન્મત્ત હસ્તિ તથા સિંહ તથા વનનો અગ્નિ

**સંગ્રામવારિધિમહોદરબંધનોત્થમ્**—તથા સંગ્રામ તથા સમુદ્ર તથા જલોદરાદિક રોગ તથા બંધન તથા કેદખાનું ઉત્પન્ન થયેલું.

**તસ્યાશુ નાશમુપયાતિ ભયં ભિયેવ**—તે માણુસનો ભય જાણે બીકથી જ હોય નહિ તેમ નાશ પામે છે.

**યસ્તાવકં સ્તવમિમં મતિમાનધીતે ॥ ૪૩ ॥**—જે બુદ્ધિમાન પુરૂષ તમારા આ સ્તવનને ભણે છે.

**સ્તોત્રસ્રજં તવ જિનેંદ્ર ગુણૈર્નિબદ્ધાં**—હે જિનેંદ્ર ! તમારા ગુણરૂપ સૂત્રે કરી બાંધેલી આ સ્તોત્રરૂપ માળા

**ભકત્યા મયા રૂચિરવર્ણવિચિત્રપુષ્પામ્**—ભકિતએ કરી મારાથી ગુંથાયેલી તથા મનોહર અક્ષરરૂપ વિચિત્ર છે પુષ્પો જેને વિષે એવી તે માળાને

**ધત્તે જનો ય ઇહ કંઠગતામજસ્રં**—જે કોઈ માણસ આ લોકને વિષે પોતાના કંઠમાં નિરંતર ધારણ કરે છે.

**તં માનતુંગમવશા સમુપૈતિ લક્ષ્મી: ॥ ૪૪ ॥**—માનથી ઉન્મત્ત થયેલા તે પુરૂષને અથવા તો આ સ્તોત્રના કર્તા શ્રી માનતુંગ આચાર્યને સ્વતંત્ર એવી લક્ષ્મી મળે છે એટલે તે જલદી મુક્તિ પામે છે. ॥૪૪॥

**॥ ઇતિ શ્રી ભક્તામર સ્તોત્ર સંપૂર્ણ. ॥**

## ॥ શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ સ્તોત્ર ॥

---

કિં કર્પૂરમયં સુધારસમયં કિં ચન્દ્રરોચિર્મયં ।
કિં લાવણ્યમયં મહામણિમયં કારૂણ્યકેલિમયમ્ ॥
વિશ્વાનન્દમયં મહોદયમયં શોભામયં ચિન્મયં ।
શુકલધ્યાનમયં વપુર્જિનપતેર્ભૂયાદ્ભવાલમ્બનમ્ ॥ ૧ ॥
પાતાલં કલયન્ ધરાં ધવલયન્નાકાશમાપૂરયન્ ।
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનરશ્રેણીં ચ વિસ્માપયન્ ॥
બ્રહ્માણ્ડં સુખયન જલાનિ જલધેઃ ફેનચ્છલાલ્લોલયન્ ।
શ્રી ચિન્તામણિપાર્શ્વ સંભવયશોહંસશ્ચિરં રાજતે ॥ ૨ ॥
પુણ્યાનાં વિપણિસ્તમોદિનમણિઃ કામેભકુમ્ભે શ્રૃણિ—
ર્મોક્ષે નિસ્સરણિઃ સુરેન્દ્રકરિણી જ્યોતિઃ પ્રકાશારણિઃ ॥
દાને દેવમણિર્નતોત્તમજનશ્રેણીઃ કૃપાસારિણી ।
વિશ્વાનન્દસુધાઘણિર્ભવભિદે શ્રીપાર્શ્વચિન્તામણિઃ ॥ ૩ ॥
શ્રી ચિન્તામણિપાર્શ્વ વિશ્વજનતાસંજીવનસ્ત્વં મયા ।
દૃષ્ટસ્તાત તતઃ શ્રિયઃ સમભવન્નાશક્રમાચ્ચક્રિણમ્ ॥
મુક્તિઃ ક્રીડતિ હસ્તયોર્બહુવિધં સિદ્ધં મનોવાંચ્છિતં ।
દુર્દૈવં દુરિતં ચ દુર્દિનભયં કષ્ટં પ્રણષ્ટં મમ ॥ ૪ ॥
યસ્ય પ્રૌઢતમઃ પ્રતાપતપનઃ પ્રોદ્દામધામા જગ—
જ્જંઘાલઃ કલિકાલકેલિદલનો મોહાન્ધવિધ્વંસકઃ ॥
નિત્યોદ્યોતપરં સમસ્તકમલાકેલિગૃહં રાજતે ।
સ શ્રીપાર્શ્વજિનો જનેહિતકૃતે ચિન્તામણિઃ પાતુ મામ્ ॥ ૫ ॥

વિશ્વવ્યાપિતમો હિનસ્તિ તરણિર્બાલોઽપિ કલ્પાંકુરો ।
દારિદ્રાણિ ગજાવલીં હરિશિશુઃ કાષ્ઠાનિ વહ્નેઃ કણઃ ॥
પીયૂષસ્ય લવોઽપિ રોગનિવહં યદ્વત્તથા તે વિભો ।
મૂર્ત્તઃ સ્ફુર્તિમતી સતી ત્રિજગતીકષ્ટાનિ હર્તું ક્ષમા ॥૬॥

શ્રી ચિન્તામણિમન્ત્રમોંકૃતિયુતં હ્રીંકારસારાશ્રિતં ।
શ્રીમર્હંનમિઊણપાશકલિતં ત્રૈલોક્યવશ્યાવહમ્ ॥
દ્વેધાભૂતવિષાપહં વિષહરં શ્રેયઃપ્રભાવાશ્રયં ।
સોલ્લાસં વસહાઙ્કિતં જિનપુલિઙ્ગાનન્દદં દેહિનામ્ ॥૭॥
હ્રીંશ્રીંકારવરં નમોક્ષરપરં ધ્યાયન્તિ યે યોગિનો-
હૃત્પદ્મે વિનિવેશ્ય પાર્શ્વમધિપં ચિન્તામણિસંજ્ઞકમ્ ॥
ભાલે વામભુજે ચ નાભિકરયોર્ભૂયો ભુજે દક્ષિણે ।
પશ્ચાદષ્ટદલેષુ તે શિવપદં દ્વિત્રૈર્ભવૈર્યાન્ત્યહો ॥ ૮ ॥
નો રોગા નૈવ શોકો ન કલહકલના નારિમારિપ્રચારો-
નૈવાધિર્નાસમાધિર્ન ચ દરદુરિતે દુષ્ટદારિદ્રતા નો ॥
નો શાકિન્યો ગ્રહા નો ન હરિકરિગણા વ્યાલવૈતાલજાલા-
જાયન્તે પાર્શ્વચિન્તામણિનતિવશતઃપ્રાણિનાંભક્તિભાજામ્॥૯॥
ગીર્વાણદ્રુમધેનુકુમ્ભમણયસ્તસ્યાઙ્ગણે રઙ્ગિણો-
દેવા દાનવમાનવાઃ સવિનયં તસ્મૈ હિતધ્યાયિનઃ ॥
લક્ષ્મીસ્તસ્ય વશા વશેવ ગુણિનાં બ્રહ્માણ્ડસંસ્થાયિની ।
શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથમનિશં સંસ્તૌતિ યો ધ્યાયતે ॥૧૦॥
ઇતિ જિનપતિપાર્શ્વઃ પાર્શ્વપાર્શ્વાખ્યયક્ષઃ
પ્રદલિતદુરિતૌઘઃ પ્રીણિતપ્રાણિસાર્થઃ ।

ત્રિભુવનજનવાંચ્છાદાનચિન્તામણિકઃ ।
શિવપદતરૂબીજં બોધિબીજં દદાતુ ॥ ૧ ॥
॥ ઈતિ શ્રી ચિન્તામણિપાર્શ્વનાથ સ્તોત્રં સમાપ્તમ્ ॥

## અથ શ્રી ચોવીશ તીર્થંકરનું સ્તોત્ર.

આદૌ નેમિં જિનં નૌમિ, સંભવં સુવિધિં તથા,
ધર્મનાથં મહાદેવં, શાંતિં શાંતિકરં સદા. ૧
અનંતં સુવ્રતં ભક્ત્યા, નમિનાથં જિનોત્તમં,
અજિતં જિતકંદર્પં, ચંદ્રં ચંદ્રસમપ્રભં. ૨
આદિનાથં તથા દેવં, સુપાર્શ્વં વિમલં જિનં,
મલ્લિનાથં ગુણોપેતં, ધનુષાં પંચવિંશતિં. ૩
અરનાથં મહાવીરં, સુમતિં ચ જગદ્ગુરૂં,
શ્રીપદ્મપ્રભનામાનં, વાસુપૂજ્યં સુરૈર્નતં. ૪
શીતલં શીતલં લોકે, શ્રેયાંશં શ્રેયસે સદા,
કુંથુનાથં ચ વામેયં, વિશ્વાભિનંદનં વિભું. ૫
જિનાનાં નામભિર્બદ્ધઃ પંચષષ્ઠિસમુદ્ભવઃ
યંત્રોયં રાજતે યત્ર, તત્ર સૌખ્યં નિરંતરં. ૬
યસ્મિન્ ગૃહે મહાભક્ત્યા, યંત્રોયં પૂજ્યતે બુધૈઃ
ભૂતપ્રેતપિશાચાદે-ર્ભયં તત્ર ન વિદ્યતે. ૭
સકલગુણનિધાનં યંત્રમેનં વિશુદ્ધં,
હૃદયકમલકોષે ધીમતાં ધ્યેયરૂપં;

જયતિલકગુરોઃ શ્રી સૂરિરાજસ્ય શિષ્યો,
વદતિ સુખનિધાનં મોક્ષલક્ષ્મીનિવાસં. ૮

---

## અથ શ્રી સોલ સતીનું ચમત્કારી સ્તોત્ર.

આદૌ સતી સુભદ્રા ચ, પાતુ પશ્ચાત્તુ સુંદરી,
તતશ્ચંદનબાલા ચ, સુલસા, ચ મૃગાવતી. ૧
રાજિમતી તતશ્ચૂલા, દયમંતી તતઃ પરં,
પદ્માવતી શીવા સીતા, બ્રાહ્મી પુનશ્ચ દ્રૌપદી. ૨
કૌશલ્યા ચ તતઃ કુંતા, પ્રભાવતી સતીવરા,
સતીનાં નામયંત્રોયં, ચતુસ્ત્રિંશત્સમુદ્ભવઃ ૩
યસ્ય પાર્શ્વે સદા યંત્રો, વર્તંતે તસ્ય સાંપ્રતં,
ભૂરિ નિદ્રા ન ચાયાતિ, ન યાંતિ પ્રેતભૂતકાઃ ૪
દેવજાયાં નૃપતેર્યસ્ય, યંત્રોયં વર્તતે સદા,
તસ્ય શત્રુભયં નાસ્તિ, સંગ્રામે સ્ય જયઃ સદા. ૫
ગૃહદ્વારે સદા યસ્ય, યંત્રોયં ધ્રિયતે વરઃ,
કાર્મણાદિકમંત્રસ્ય, ન સ્યાત્તસ્ય પરાભવઃ. ૬

સ્તોત્રં સતીનાં સુગુરૂપ્રસાદાત્,
કૃતં મયોદ્યોતમૃગાધિપેન;
યઃ સ્તોત્રમેતત્પઠતિ પ્રભાતે,
સ પ્રાપ્યતે શં સતતં મનુષ્યઃ ૭

---

**વ્યાખ્યાન વખતે બોલાતી મહાવીર પ્રભુની સ્તુતિ.**

હવે ઇહાં કહે કોણ જે જાણવા, શ્રમણ શ્રી શ્રી ભગવંત, શ્રી શ્રી મહાવીર દેવ, દેવાધિદેવ, પર્મ તારૂ,પર્મ વારૂ,દયાનિધિ, કરૂણાગરસાગર, ભાનુભાસ્કર, જીવદયાપ્રતિપાલ, કર્મશત્રુના કાલ, મહામાહણ, મહાગોવાલ, પર્મનિર્યામિક, પર્મવૈદ્ય, પર્મગારૂડી, પમંસનાતન, અનાથના નાથ, અશર્ણના શર્ણ, અબંધવના બંધવ, ભાગાના ભેરૂ, સંતઉદ્ધારણ, શિવસુખકારણ, રાજરાજેશ્વરપુરૂષ, હંસપુરૂષ, સુપાત્રપુરૂષ, નિર્મલપુરૂષ, નિઃકલંકિ પુરૂષ, નિર્મોહિપુરૂષ નિર્વિકારીપુરૂષ, ઇચ્છાનિરોધતપસ્વી,ચોત્રિશ અતિશયે કરી બિરાજમાન,પાંત્રીસ પ્રકારની સત્યવચનવાણિ ગુણેકરી સહિત, એકહજાર અષ્ટ ઉત્તમ લક્ષણના ધરણહાર, શ્રી શ્રી સિદ્ધાર્થનંદન, ત્રિહુજગવંદન, અધમલમંજન, ભવભયભંજન, અરિદલંજન, પાપદુઃખનિકંદન, ક્ષમાદયાયે કરી શીતળ ચંદન, દીનદયાળ, પરમમયાલ, પરમકૃપાળ, પરમપવિત્ર, પરમસર્જન, પરમમિત્ર, પરમવાલેશ્વરી, પરમહિતવંચ્છક, પરમઆધાર, જહાજસફરીસમાન, જગતત્રાતા, જગતમાતા, જગતભ્રાતા, જગતજીવન, જગતમોહન, જગતસોહન, જગતપાવન, જગતભાવન, જગતઇશ્વર, જગતવીર,જગતધીર, જગતગંભીર, જગતઇષ્ટ,જગતમીષ્ટ,જગતસીષ્ટ, જગતમિત્ર, જગતવિભુ, જગતપ્રભુ, જગતમુકુટ,જગતપ્રગટ,જગતનંદન,જગતવંદન, ચૌદ રાજલોકને વિષે ચુડામણી મુકુટસમાન, ભવ્યજીવના હૃદયના નવશરહાર,

શિયલપુંજ, જગતશિરોમણી, ત્રિભૂવનતિલક, સમવસરણના સાહેબ, સરસ્વતીના તુરંગ, ગણધરના ગુરૂરાજ, છકાયના છત્ર, ગરિબના નિવાજણહાર, મોહના ઘરંટ્ટ, વાણીના પદ્મસરોવર, સાધુના સેહરા, લોકના અગ્રેશ્વર, અલોકના સાધણહાર, ત્રાસિતના શરણાગત, મોક્ષના દાનેશ્વરી, ભવ્યજીવના લોચન, સંતોષના મેરૂ, સુજશના કમલ, સુખના સમુદ્ર, ગુણના હંસ, શબ્દના કેસરી, જમના જિતણહાર, કાલના ભક્ષણહાર, મનના અંકુશ, મનુજના કલ્પવૃક્ષ, સમદ્રષ્ટિના માતપિતા, ચતુર્વિધ સંઘના ગોવાલ, ધરતિના ઇંદ્રધ્વજ, આકાશના સ્થંભ, મુક્તિના વરરાજા, કેવલના દેણહાર, ચોસઠ ઇંદ્રના વંદનિક, પૂજનિક, અર્ચનિક, સ્મરણનિક, એવા દીનોદ્ધાર, દીનબંધુ, દીનઆધાર, સબદેવનકા દેવ, સર્વ મુનિના નાથ, સર્વયોગિના ઠાકુરપુરૂષ, તરણતારણ, દુઃખનિવારણ, અધમઓદ્ધારણ, ભવદુઃખભંજન, સમતાના સિંધુ, દયાના સાગર, ગુણના આગર, ચિંતામણિરત્નસમાન, પાર્શ્વમણિસમાન, કામદુધાધેનુસમાન, ચિત્રાવેલસમાન, મોહનવેલસમાન, અમૃતરસકુંભસમાન, સુખના કરણહાર, દુઃખના હરણહાર, પાપપડલતિમિરના ટાલણહાર, ચંદ્રમાની પરે શિતળદશાના ધણી, સૂર્યની પરે ઉદ્યોતના કરણહાર, સમુદ્રનીપરે ગંભીર, મેરૂનીપરે અડોલ, વાયુનીપરે અપ્રતિબંધવિહારી, ગગનની પરે નિરાલંબી, મારવાડી વૃષભધોરીસમાન, પંચાયણકેશરીસિંહસમાન, એવા લોકોત્તર પુરૂષ, અભયદાતા, ચક્ષુદાતા, માર્ગદાતા, એહવા ચર્મજિણેશ્વર જગધણી, જિન શાસનશિણગાર, ભાવ ધરિને સમરતા, પામિજે ભવપાર!

એવા તત્ત્વાનંદી, તત્ત્વવિશરામી, અનંતગુણના ધણી, અલક્ષગુણના ધણી, અનંતબલના ધણી, અનંતરૂપના ધણી, અનંતતેજના ધણી, અનંતઅવ્યાબાધઆત્મિકસુખના ધરણહાર, સફલનામ ને સફલગોત્રના ધરણહાર, મહણો મહણો શબ્દના પ્રકાશણહાર, અહો ભવ્યજીવો, જો કોઇ જીવને હણશો તો હણાવવા પડશે, છેદશો તો છેદાવવા પડશે, ભેદશો તો ભેદાવવા પડશે, કર્મ બાંધશો તો ભોગવવાં પડશે, એહવા મહણો મહણો શબ્દના પ્રકાશના કરણહાર, સમણ ભગવંતમહાવીરે, ઉપન્નનાણદંસણધરે, અર્હજિણકેવલી, અપરિસાવિકેતા—અનાશ્રવિપુરૂષ, તે પ્રભુજીના ગુણ કહ્યામાં નાવે, મળ્યામાં નાવે, વર્ણવ્યામાં નાવે, એહવા અકલસ્વરૂપી, અવિગત સ્વરૂપી, જિનેશ્વરદેવ, તે પ્રભુએ સાડાબાર વર્ષ ને પંદર દિવસ સુધિ મહા મહેનતો કરી, કર્મને ટાલી, કર્મને ગાલી, કર્મપ્રજાલી, કર્મને દુર છંડી, કર્મના દેણા દઇ કરી, કર્મથી નિઃકરજા થઈ કરી, કેવળશ્રી વરી, આત્મદશા પ્રકટ કરી, જીનેશ્વરદેવ, વીતરાગ દેવ, મોક્ષનગરે પધાર્યા.

પણ જગતવાસી જંતુજીવને, ઉપકાર નિમિત્ત, શાતાનિમિત્તે, કલ્યાણ કરવા નિમિત્તે, ભવ્યજીવના દુઃખ મટાડવાવાસ્તે, ચારગતિ, ચોવિશ દંડક, ચોરાશી લક્ષ જીવાયોનિને વિષે, એકક્રોડાક્રોડ સાડિસત્તાણુલાખ ક્રોડ કુલને વિષે, જીવ અટન પરિભ્રમણ કરે છે, સંયોગી શારીરી માનસીક વેદનાઓ સહન કરેછે, તે મટાડવા માટે, પરમેશ્વરદેવે, સિદ્ધાંતરૂપ વાણી લાણી ભાવભેદવૃત્તા૧ વિસ્તારપણે વર્ણવ્યા.

# લીમ્બડી સંપ્રદાયના પરમ તપસ્વી શ્રી લખાજી સ્વામિના ચાબખા.

## પેહેલો ચાબખો.

ગણધર ગૌતમને પાયે લાગું, જેની લબ્ધિ બુદ્ધિ ઘણી સારી.
ગુણ ગાઉં લખાજી તણા, તમો સાંભળજો નરનારી.
લખોજી કચ્છદેશના વેપારી રે, હું તો જાઉં એમની બલિહારી. ૧
ગામ બેલામાં જન્મ ધર્યો ત્યાં, સામબાઈ માત તમારી.
દેશાઇ હરજીવન તાત તુમારા, નીતિ રીતિ સદાચારી. લ. ૨
શોલ વર્ષના જબ થયા તબ, વાધી ઘણી સુંદરતાઇ,
ભણીગણીને લાયક હુવા તવ, મનમાં હરખી માઇ. લ. ૩
શહેર લીમ્બડી મધ્યે આવી રહ્યા તિહાં, મુનિ મળ્યા મહાભાગી.
ભાણજી સ્વામી પાસે દિક્ષા લીધી તબ, પૂર્ણ કમાણી જાગી. લ. ૪
આહાર પાણી મુનિ લુખા લેવે, તેમાં લેપ નહિરે લગારી.
પોથી પાનાની મમતા નહિ જેણે, મોહની કર્મ નાખ્યું મારી. લ. ૫
ત્રણ દ્રવ્ય રાખ્યા મોકળા તેમાં, બે વાવરે મહા મુની.
તપસ્યા આતાપના કરે બહુ જિહાં, તાવી વેલુ ઘણી ઉંની. લ. ૬
સાત વર્ષે સંયમ પાળીઓને, ધોરાજી છેહેલો ચોમાસી.
બે સાધુએ તિહાં કાલ કર્યો પછે, ગુરૂ થયા ઉદાસી. લ. ૭
અસ્થિર આયુષ તિહાં કણે જાણ્યું, હવે ન રહેવું બેસી.
સંથારો કરી પંડિત મરણે, શિવરમણી વરૂ ઉલ્હસી, લ. ૮
ખમતખામણા ગામો ગામ કરતા, આવ્યા પુર લીમ્બડી મોઝારી.
સવા હરખા કહે ગુરૂ પ્રતાપે, નિત્ય નિત્ય વંદના હમારી. લ. ૯

ઇતિ પહેલો ચાબખો.

## બીજો ચાબખો.

હાથ જોડી લખોજી ઉભા થયા, મુને સંથારો અદરાવો.
આજ કાલ કરતાં દિન ગયા, હવે મુને શેમાં લલચાવો.
લખોજી લઇ ગયા લ્હાવોરે, જેને અમરાપુરીમાં જાવો. ૧.
ધોરાજી સંથારો કરવો હતો મુને, તિહાં કણે તુમેં અટકાવ્યો.
જોરે સંથારો કરવો હોય તો, શહેર લીમ્બડીમાં આવો. લ. ૨.
અતિ હર્ષ ભરી ઇહાં કણે આવ્યો, તોપણ વાયદો ઠેરાવ્યો.
ચાર તીરથ ભેળા થઇને, વસન્ત પુનમ સુધિ રખાવ્યો. લ. ૩.
મહેર કરી ગુરૂરાય પ્રીતેથી, મુને દુષણ અલગાવો.
દાવાનલ આ લાગી રહ્યો એમાં, મુને શેમાં મુરછાવો. લ. ૪.
સંસાર જેણે ખારો કરી જાણ્યો, મન મોક્ષમાંહિ લગાવ્યો.
ધન્ય માતા તારી કુખને જેણે, એહવો રત્ન નિપાવ્યો. લ. ૫.
ચોથા આરાનો નમુનો મુની, પાંચમે આરે આવ્યો.
ઇન્દ્ર ચંદ્રથી ચલે નહિ, જિન માર્ગ ઘણો મલાવ્યો. લ. ૬.
બાળે વેષે મુનિ બળિઆ થઇને, ભેખ ભલોરે ભજાવ્યો.
આગળથી કાયા શોષન કરી જેણે, મોક્ષમાં વહેલો જાવો. લ. ૭.
સમતાના દરીયા દેવજી સ્વામિ, સંથારો અદરાવ્યો.
સવા હરખા કહે ગુરૂપ્રતાપે, અતિ ઘણો અલવાવ્યો. લ. ૮.

ઇતિ બીજો ચાબખો.

---

## ત્રીજો ચાબખો.

સર્વેને ખતમ ખામણા ખમાવે, પાયે મસતક ધરી.
અપરાધ ખમજો માહેરો, રાંક દાવે કહે કરગરી.
લખોજી સુતા સંથારો કરીરે, આહાર પાણી મેલ્યા પરહરી. ૧.

નમણુ ખમણુ તિહાં કરે ઘણી, દોય ગુડા ઢીંચણુ ઢાલી.
કાયા વોસિરાવી અણુસણુ કર્યો એણે, જીવિતવ્યની ઈચ્છા ટાળી. લ. ૨.
ગજસુકુમાલ અઈમુત્તાની વાતો, એ તો ચોથે આરે કહી.
એથી પરીસહો અધિકો ખમે જો, આવી પડે તો સહી. લ. ૩.
મન અચલ જેનું મેરૂ સમું ને, કર્મ ભુકો કર્યો ભાંગી.
દેવ દાનવથી ચલે નહિ જેના, મનમાં મોક્ષ લય લાગી. લ. ૪.
ડોલાવ્યા કોઈના ડોલે નહિં, સુત જાયો તે માત અધિકારી.
સવા નવ મહિના સફલ થયા, કુખ શોભાવી અતિ સારી. લ. ૫.
હાડવજા જેનાં ઋષભ સમા ને, વજા પાટી ખીલી સારી,
પિસ્તાલીશ ઉપવાસે દેશના દિધી, એ તો સાધુમાં અધિકારી. લ. ૬.
સ્થિર કરી એ તો બેઠા નથી, આવી અવની મોઝારી.
મન થયું તત્પર મુનિનું, એ તો ચાલવા મોક્ષ દુવારી. લ. ૭.
સુરતા જેની સિદ્ધ સાહમી છે, વાણી વદે મધુરી.
સવા હરખા કહે ગુરૂપ્રતાપે, મેં દાસ ગુરૂના હજુરી. લ. ૮.

## ઇતિ ત્રીજો ચાબખો.

---

## ચોથો ચાબખો.

હસી રમીને કર્મ ખપાવ્યા, મુખ નવિ દિઠો અનૂરો.
ભરજોબનમાં કર્યો સંથારો, એ તો ખેલ ખેલ્યો છે શૂરો.
લખોજી નર નહિ અધૂરોરે, પરાક્રમ ગુણે કરી પૂરો. .
આંખો ઉંડી ગઈ તારા તગતગે, નહિ લોહી માંસ રહ્યા દેહે.
શુભ પરિણામે ખીલ્યા સાધુજી, જેમ ખીલે વનસ્પતિ મેહે. લ. ૨
અંગમાંહી ઉમંગ ઘણો છે, મલવા પ્રભુ હજુરો.
સાઠ ઉપવાસે સાતા પુછી ત્યારે, ગુરૂ કહે સુખ પૂરો. લ. ૩
સંવત અઢારસેં અઠયાસીઓ, વૈશાખ માસ અધૂરો.

વદ પાંચમ રવિવારે સિધો, પાંસઠ દિને સંથારો પૂરો. લ. ૪.
કાયર પુરુષનું કામ નહિ એ તો, કેશરી સિંહ સાદૂરો.
ધણીનો માલ ધણીને દીયો, સત્યવાદી સાધુજી પૂરો. લ. ૫.
હજીસુધી હાજી હાજી કરો છો, અંતર જ્ઞાન અધુરો.
જિનમાર્ગની પરીક્ષા કરી તુમે, કાંઇ મમતાને ચૂરો. લ. ૬.
પરને દેશના દેતો ફિરે પણ, પોતે આક ધંતૂરો.
કેવલી પાસે રહી ગયો કોરો, મતિમાનજો કોઈ બૂરો. લ. ૭.
ગુણી પુરૂષના ગુણ સુણી તુમે, કર્મ કરો ચકચૂરો.
સવા હરખા કહે ગુરૂ પ્રતાપે, ચોથો ચાબખો પૂરો. લ. ૮.

## ઈતિ ચોથો ચાબખો.

---

## પાંચમો ચાબખો.

કરણી કિધી લખાજીએ રૂડી, તે તો સર્વે નજરે ભાલી.
કાં મનખો ગુમાવો માનવી તમે, ત્રોડિ દીયો મોહ જાલી.
લખાજીએ જીવદયા પાલીરે, નાંખ્યા કર્મનાં બીજ બાલી. ૧.
અહંકાર અભિમાન મુકી દિયોને, માયા ને નાંખો ગાલી.
ધર્મ ઉપર તુમે ધ્યાનજ રાખો, પાપને નાખો ટાલી. લ. ૨.
પરદારાની પ્રીતિ કરીને, હસી લિયો છો તાલી.
પરમાધામીને હાથ પડશો ત્યારે, દેશે ઢીંચણ ઢાલી. લ. ૩
કર જોડી કરગરી કહું છું તુમે, મુકો માયા મછરાલી.
નર્ક નિગોદે રડવડ્યા નર, નાખ્યા કઇ ઉછાલી. લ. ૪.
કુટુંબ કબિલો કામ નહિ આવે, નહિ ચાલે ત્રિયા સાથ તારી.
અંતસમે અણુસણ વિના તારી, નથી થવી છુટકબારી. લ. ૫.
નરનારી તુમે ગુણુજ ગાવો, લખોજી મહા ભાગ્યશાલી.
નિત્ય ઉઠી તમે જાપ જપો, હાથ લઇ નવકારવાળી. લ. ૬.

શહેર સાયલામાં વાસો વસું, મારા ઘર પાસે ચિત્રશાલી.
રાણો વખતસિંઘ રાજ કરે, જેણે પ્રજાને પ્રિતે પાલી. લ. ૭.
સંવત અઢાર ને અઠ્યાસીઆનો આસો, જોડી'દીન દીવાળી.
સવા હરખા કહે ગુરૂપ્રતાપે, ગાથા સર્વ એકતાલી. લ. ૮.

ઇતિ પાંચમો ચાબખો.

---

## લીમ્બડી સંપ્રદાયનાં તપસ્વિની મહાસતી શ્રી મૂળીબાઈ સ્વામીના કવિતા રૂપ માસ.

---

### અથ પ્રથમ માસ.

હું તો નમું સિદ્ધ ભગવંત, મુકી આમલો રે.
ગુણ ગાઉં સતી મૂળીબાઇ, સહુકો સાંભળો રે.
સતી શ્રાવણ સુંદર માસ કે, શહેર વખાણું રે.
જેની શાખ સિદ્ધાંત મોઝાર, વઢવાણ જાણું રે.
તિહાં ક્રિડા કરે નરનારી, બેઠા ગોખ જાળી રે.
તેમાં રહે રતનસી વણિક, દશા શિરમાળી રે.
તસ્સ ઘરણી અમૃતબાઈ નાર, મધુરૂં બોલે રે.
તસ્સ કુખે ઉપનાં મૂળીબાઈ, નહિ તસ્સ તોલે રે.
અમૃતબાઇ સુતા સોય, સુંદરી સારી રે.
જેના રૂપ તણો નહિ પાર, સુર અવતારી રે.
માત પિતા તણું વચન, મૂળીબાઇ ન લોપે રે.
પિતાને પ્રાણ આધાર, કદિ નવિ કોપે રે.
બાલપણા માંહી બાઇ, કુચાલ ન ચાલી રે.
માતાને તરૂણી વયે, તનયા બહુ વાહલી રે.

પૂર્વે પુણ્ય તણે પસાય, પામી ધર્મ વ્હેલો રે.
ભણે હરખા સુત સવરાજ, માસ એ પહેલો રે. ૪

ઈતી પ્રથમ માસ ॥ ૧ ॥

---

## અથ બીજો માસ.

સતી ભાદરવે ભરંપૂર, જોબન જબ આયો રે.
કોઠારી નાનજી ઘેર, સગપણ કરાયો રે.
પરણી આવ્યા પતિને ઘેર, કરે બહુ ભક્તિ રે.
જેને મન વસિયો વૈરાગ, ડગાવિ ન ડગતિ રે. ૫
જેને રંગ ભોગની વાત, મન નથી ગમતિ રે.
એ તો કરે આયંબિલ તપ, આતમ બહુ દમતિ રે.
નારી પાલે નિરમલુ શીલ, કર્મ બહુ કાપે રે.
સાધુ સાધ્વીને સુઝતા આહાર, મૂળીબાઇ આપે રે. ૬
વસ્ત્ર પાત્ર પોખે અપાર, પાળે ધર્મ ગાઢો રે.
જેમ વર્ષે મૂસલધાર, મેઘ આસાઢો રે.
ખોડા ઢોરને ખવરાવે ખાણુ, અજા બહુ ઉગારે રે.
રાંકાઢીકાને દિએ ઘણા ગરથ, દુઃખ નિવારે રે. ૭
ગરથતણા ભર્યા ભંડાર, દાન બહુ દિધો રે.
આલ્યામાં ન રાખી ઓછ, મનુષ્ય લાહો લીધો રે.
ઓરમાઇયા ઉપર આંખ, ખુણો નવિ ભીજ્યો રે.
ભણે હરખા સુત સવરાજ, માસ એ બીજો રે. ૮

ઈતી બીજો માસ ॥ ૨ ॥

---

## અથ ત્રીજો માસ.

અસો એ આશા ત્રોડી, સંસારની સર્વે રે.
મૂળીબાઇ કરે મન વિચાર, કર્મ કુણુ કરે રે.
આ તો ચાર દિવસની ચાંદરડી, બાજીગરની બાજી રે.
સંસારના ખોટા ખેલ, થાવું શું રાજી રે. ૯
સગા સાગવા સહુ કોઇ, છે સુખના બેલી રે.
અંત સમે આપણું નહિ કોઇ, જાવું છે મેલી રે.
હવે બળતા માંહીથી કાઢું, જે દઉં મારે હાથે રે.
તે મારૂં નિરધાર, આવે મારી સાથે રે. ૧૦
મોહ મમતા મૂળીબાઈ, ન રાખે લગાર રે.
ધર્મ વેરે વાવર્યું ધન, ગરથ ભંડાર રે.
તૃપતા કર્યા ઘણા જીવ, સાતા ઉપજાવે રે.
સાધર્મીશું ઘણો સનેહ, ધર્મ ગુણ ભાવે રે. ૧૧
કંગાલતણો તે જાણો, મૂળીબાઇ માળવો રે.
લુલા અપંગ જે જીવ, તેને પાળવો રે.
ઉપાશ્રયે આવે આઠે પોર, સેવે સતી ચરણુ રે.
ભણે હરખા સુત સત્રરાજ, માસ એ તરણુ રે. ૧૨

ઈતિ ત્રીજો માસ ॥ ૩ ॥

---

## અથ ચોથો માસ.

સતી આવ્યો કાર્તિક માસ, જે કરણી માંડી રે.
મૂળીબાઇએ વિષય કષાય, મેલ્યા સર્વે છાંડી રે.
આછું વસ્ત્ર પહેરે નહિ અંગ, શણગાર ન સજે રે.
એક મને અરિહંત દેવ, ધ્યાન ધરી ભજે રે. ૧૩

મુખ વાવરે નહિ મુખવાસ, સોપારી ન ખાવી રે.
જેને ગમે જ્ઞાનની ગોઠ, અંતરમાં ભાવી રે.
કરે નહિ અંજન મંજન, સેંથો નવિ પૂરે રે.
ગાણા ગાવે નહિ સરલે સાદ, કંઠ મધુરે. ૧૪
વળી વિકથાની વાત, કદિ નવિ કરે રે.
જેથી લાગે પોતાને પાપ, તેથી બહુ ડરે રે.
દાંત દેખાડી કરે નહિ ગુઝ, હસિ નવિ લિયે તાલીરે.
કદિ કેશતણો અલંકાર, પાટી નવી ઢાલીરે. ૧૫
નારી નીચતણી સંગત, કદી નવિ કરે રે.
જેનાં વચન અમૃત સમાન, દિઠે દિલ ઠરે રે.
સ્રીચરીત્ર તણો લવલેશ, ન જાણે લગાર રે.
ભણે હરખા સુત સવરાજ, માસ એ ચાર રે. ૧૬

**ઇતિ ચોથો માસ ॥ ૪ ॥**

---

## અથ પાંચમો માસ.

સતી માગશરે મોહની, મૂળીબાઇએ ઉતારીરે.
અંગિકાર કર્યા વ્રતબાર, દઢ મન ધારીરે.
આર્યાજી આણંદબાઇ, સતી સુધા વખાણું રે.
શિખવ્યું મૂળીબાઇને સામાયક, પ્રથમ જાણું રે. ૧૭
કરે પોસા ને પડિકમણા, દનિયે દોય વેલા રે.
સતીનો કરે ઘણો સંગ, રહે નિત ભેલા રે.
મૂળીબાઇ ન કરે ઘરનું કામ, ધરમે લય લાગીરે.
વિષય કષાય ને મોહ, મેલ્યા સર્વે ત્યાગી રે. ૧૮
જેણે જાણ્યો અસ્થિર સંસાર, સુખ જાણ્યા કાચાં રે.

ભાગસી સરિખા જાણ્યા ભોગ, મૂળીબાઇએ સાચા રે.
ચિત્ત ચિંતવણી કરે એહ, સંસાર કેદી મેલું રે.
બલતામાંહિથી નિકળી બહાર, સંજમ કેદિ ખેલું રે. ૧૯

ઘેર આવણુ જાવણુના ફેરા, કદિ હું છંડું રે.
જો ત્રુટે મોહની તાંત, તો કર્મને ખંડું રે.
મારે લેવો સંજમ ભાર, નાવે કેહને આંચ રે.
ભણે હરખા સુત સવરાજ, માસ એ પાંચ રે. ૨૦

## ઇતિ પાંચમો માસ ॥ ૫ ॥

---

## અથ છઠો માસ.

સતી પોસે થયા પ્રસિદ્ધ, દિક્ષા વાત કાઢી રે.
મારે લેવો સંજમભાર, મતી કરો કોઇ આડી રે.
બોલ્યો ઉરમાયો દિકરો, સુણ મોરી માઇ રે.
મારી સતીય શિરોમણી માત, બિજોગ કેમ થાઇ રે. ૨૧

લાડે કોડે રૂડી પેર, ઉછેર્યાં છે અમને રે.
સંસાર તજો શામાટ, નવિ ઘટે તમને રે.
મારી જનની અંગજાથી, વધુ તમે રાખ્યારે.
કદિ કડવાં કસેલાં વેણ, મુને નવિ ભાંખ્યા રે. ૨૨

હાથ જોડીને કરગરે, માનો માહરૂં કહ્યું રે.
તુમે લ્યો છો દિક્ષાનું નામ, નવિ જાય રહ્યું રે.
કે'છે પીયરનો પરિવાર, સઉકો કરગરી રે.
આંખે વર્ષે જલધાર, નેતર ભરી ભરી રે. ૨૩
મૂળીબાઇએ સંસારનું દુઃખ, વરણુવ્યું વળી રે.

ઉતર્યું સહુને અંગોઅંગ, ગયા મદ ગળી રે.
આજ્ઞા લિધી તતકાળ, કરી ઝટપટ રે.
ભણે હરખા સુત સવરાજ, માસએ ખટ રે. ૨૪

ઈતિ છઠો માસ ॥ ૬ ॥

---

## અથ સાતમો માસ.

મહા મહીને મૂળીબાઇએ, કરિ છે તઇયારી રે.
સંજમની સામગ્રી સાર, લાગે ઘણી પ્યારી રે.
લિધા પાતરા ને પુસ્તક, ખરચ્યા ધન ઘણુા રે.
સહુને દિસે ઉલટ ભાવ, નહિ રાખી મણુા રે. ૨૫
આવ્યા શહેર લીમ્બડી મોઝાર, સતી મૂળીબાઇ રે.
કરે દિક્ષાતણો ઓચ્છવ, શેઠ રઘુભાઇ રે.
જૈન મારગ દીપાવ્યો જોર, વળી ભલી ભાતે રે.
શહેર લીમ્બડીના સાહુકાર, વાવરે પુણ્ય ખાતે રે. ૨૬
મૂળીબાઇ થયાં ઉજમાલ, હર્ષ નહિ માય રે.
મુને અદરાવો મહાવ્રત, ક્ષણ લાખેણી જાય રે.
કર જોડીને બોલાં બાઇ, કહે છે શિર નામી રે.
રતનબાઈ આપો દિક્ષા, કરી મહેરબાની રે. ૨૭
શિખવે દિક્ષા તણા પાઠ, જે નિત્ય નવા ગ્રંથ રે.
શિખવ્યા જીવ અજીવના ભેદ, જાણ્યા સર્વે અર્થ રે.
લક્ષ ચોરાસી જીવા જોનીની, જાણી જાત રે.
ભણે હરખા સુત સવરાજ, માસ એ સાત રે. ૨૮

ઇતિ સાતમો માસ ॥ ૭ ॥

---

## અથ આઠમો માસ.

ફાગણે ફેરા મટાડ્યા, આવાગમણના રે.
મૂળી બાઇયે આદર્યા મહાવ્રત, રતન ચિંતામણના રે.
સંવત અઢાર વર્ષ પાંસઠે, વસંત માસ રે.
વદ ચોથે લિધી દિક્ષા, રતનબાઇને પાસ રે. ૨૯
કુટુંબ સહુ કળકળે, સાહમું નવિ જોવે રે.
તિહાં પિયરનો પરિવાર, ધ્રુસકે રોવે રે.
મૂળી બાઇ કંહે તતકાલ, શા માટે રોવો રે.
તુમે કાચના કટકા માટ, રતન શેમાં ખોવો રે. ૩૦
ભમતા ભમતા કાલ અનંત, મનુષ્ય ભવ આવ્યો રે.
કાંઇ આદરો સત્ય શીયલ, લ્યો ધર્મ લાવો રે.
આદરિયા વ્રત પચ્ચખાણ, જેને જેહવી શક્તિ રે.
મૂળી બાઇ આવ્યા રતનબાઇ પાસ, કરે બહુ ભક્તિ રે. ૩૧
સંસારસમુદ્ર માંહિથી, ગુરૂણીએ મુને તારી રે.
મારી બુડતાની ઝાલી બાંહ, કાઢી મુને બારી રે.
સંયમ ખેલે ખાંડા ધાર, કરે પૂરણ ખાટ રે.
ભણે હરખા સુત સવરાજ, માસ એ આઠ રે. ૩૨

ઇતિ આઠમો માસ ॥ ૮ ॥

---

## અથ નવમો માસ.

ચતરે ચિત્ત જોયું મૂળીબાઇએ, મનમાં વિચારી રે.
આઉખાનો ભરોંસો નાહિ, ઘડી જાયે પ્યારી રે.
આવશે પરદેશી આણા, પાછા નવિ વળે રે.
મુને આવેલો સુંદર જોગ, પછે નહિ મળે રે. ૩૩

જો બાંધુ તપ તલવાર, તો શિવ સુખ મળે રે.
જો કરૂં કરણી અઘોર, તો કર્મજ ટળે રે.
કરે છઠ ને અઠમ તપ, બેસે આસન વાળી રે.
નિર્દોષણું લાવે આહાર, છન્નૂદોષ ટાળી રે. ૩૪
માસખમણ કરે મન ગમતા, કિધા પંદર બહુ વાર રે.
કર્મને દિધા દાવાનલ, બાળિ કિધા અંગાર રે.
વિગય માત્ર નવિ વાવરે, લુખું લાવે અન્ન રે.
કાયા માની ગાડા રૂપ, જાણી આપે ઉંગણુ રે. ૩૫
લીલું વ્યંજન વર્જ્યું જાવજીવ, ચેલી નવિ ખપે રે.
પ્રભુજીના ગુણ ગ્રામ, બેઠા નિત્ય જપે રે.
કાચા કુંભ સરિખી જાણી દેહ, ન જુવે સંસાર સામો રે.
ભણે હરખા સુત સવરાજ, માસ એ નવમો રે. ૩૬

ઈતિ નવમો માસ ॥ ૯ ॥

---

### અથ દશમો માસ.

વૈશાખે વાવરે દ્રવ્ય દોય, ત્રીજું નવિ ખપે રે.
જુનું પહેરે વસ્ત્ર તેમ, લોટ છાશ કલપે રે.
ત્રાણું દીન પીધી વળી પ્રાછ, આંખો તગતગે રે.
એ સતીની આગળ કોઇ, ખિજી બાઇ ન લગે રે. ૩૭
શેઠ રઘુભાઇએ કરિ વિનતી, સમજાવિ દિધા રે.
ત્યારે બે રોટલીના આહાર, ઉપર આકરા તપ કિધા રે.
હાલતાં હાડકાં ખડખડે, પગ દોરી સમાન રે.
નસા જાલુ નરવિ દેખાય, જિભ્યા સુકું પાન રે. ૩૮
આપ તણા અવગુણ લેવે, પરને શોભા દેતા રે.

હું એકજ જિભ્યાયે કરી, વર્ણુવ કરૂં કેતા રે.
સહુના ઉપર સમતા ભાવ, ન વદે વેણુ દુઃખદાઈ રે.
અજવાળ્યું કોઠારીનુ કુળ, સતી મૂળીબાઇ રે. ૩૯
વચન કથન તણા જે કેણુ, ન ધરે કાન રે.
જેણે અડાવ્યું મોક્ષસું મન, કરી એક ધ્યાન રે.
તપ કરી કાયા માંહીથી, કાઢી લિધો કસ રે.
જેણે હરખા સુત સવરાજ, માસ એ દશ રે. ૪૦

## ઈતિ દશમો માસ ॥ ૧૦ ॥

---

## અથ અગીઆરમો માસ.

જેઠ જાણુપણું સતીએ, ઘણું ઘણું આણ્યું રે.
કદી વોસરાવું મારી દેહ, બને એહવું ટાણું રે.
પછી બાંધી તપની તેગ, અન્ન નવિ ખાવું રે.
આઠને પારણે દશ, એહવું બહુ દિન ચલાવ્યું રે. ૪૧
વળી પરીસહાતણી ચોટ, નિત્ય નવી ખેલે રે,
જો આવે દેવે દાનવ, તેહથી નવિ છલે રે.
શૂરપણે લિધી દીક્ષા, સિંહ તણી પરે પાળી રે.
રાગ દ્વેષ કર્યા ચકચૂર, કર્મ દિધા બાળી રે. ૪૨
લાલચ ને લપસા, લેપ નહિ લિગારી રે.
એ સાચી સતી મૂળીબાઇ, જાઉં બલિહારી રે.
સુક્કે ભુખે કર્યું શરીર, ન રહ્યું લોહી માંસ રે.
માંહે રહ્યો વળગી અંશ, જીવતણો હંસ રે. ૪૩
સર્પના ખોખા સરિખી દેહ, તેહવી કરી કાયા રે.
તપ કરી સોષ્યું શરીર, નવિ રાખી માયા રે.

હવે કરશે સંથારો સતી, સંદેહ નહિ લિગાર રે.
ભણે હરખા સુત સવરાજ, માસ એ ઇગ્યાર રે. ૪૪

ઇતિ અગીયારમો માસ ॥ ૧૧ ॥

---

## અથ બારમો માસ.

સતી આસાઢે કરી અણસણ, આલવી સુતા રે.
દૂર અનેક ભવનાં કિધ, કર્મ જે ખુતા રે.
નમણ ખમણ મૂળીબાઇ, ઘણી વિધ કિધી રે.
ખમાવી જીવોની રાસ, દેહ વોસિરાવી દિધી રે. ૪૫
સેઠ રઘુભાઇ ઘેર જાણો, મેઘબાઇ શેઠાણી રે.
જેણે આપ્યાં સતીઓને દાન, ઉલટ ભાવ આણી રે.
ખેતસીભાઇ ધુયા જમકુબાઇ, કરે સૂત્ર અરથ રે.
સતીઓની સારે સેવ, અંત સમે સમરથ રે. ૪૬
વૈરાગ ઘોડે થયા અસવાર, સતી મુળીબાઇ રે.
ધન્ય માતા અમૃતબાઇ કુંખ, મણી રતન જાઇરે.
શુભ પરિણામે શુભ લેશ્યા, અંત સમય આવી રે.
ગયા દેવલોક મોઝાર, સદ્‌ગતિ ચાવી રે. ૪૭
અજવાલી ચઉદશ દિન, સુર પહોતો મેર રે.
શુક્રવાર સિજ્યો સંથાર, ચાલ્યો દિન તેર રે.
નેઉવાના આસાઢે કલ્યાણ, કિધા નિરધાર રે.
ભણે હરખા સુત સવરાજ, માસ એ બાર રે. ૪૮

ઇતિ બારમો માસ ॥ ૧૨ ॥

---

## અથ તેરમો અધિક માસ.

અધિક માસે કરી અધિકાઈ, સતીગુણ ગાવો રે.
તુંમે કરો કરણી દિનરાત, કર્મ ખપાવો રે.
સતીનું થયું શુભ કામ, આપ વિચારી કરવો રે.
જપ તપ સત શીયલ, ચિતમાં ધરવો રે. ૪૯.

ઉત્તમ ધર્મ શ્રીજિનમાર્ગ, મલ્યો પુણ્ય જોગે રે.
દુષ્કર માનવનો ભવ, ભાંખ્યો વીતરાગે રે.
મારા ઘર પાસે સ્થાનક, દીઠા દિલ ઠરે રે.
રાણો વખતસિંઘ ભૂપાલ, અન્યાય નવિ કરે રે. ૫૦

મેં સાહેબજીને પ્રતાપ, શાંખ સમાણી રે.
જીવણભાઇયે ચણાવ્યું સ્થાનક, ઘેર જમકુ શેઠાણી રે.
સાધુજનની કરજો સેવ, ભકિત લાવન રે.
પૂરા થયા માસ તેર, ગાથા બાવન રે. ૫૧,

સંવત અઢાર બાણુએ, જોડયા માગશિર માસ રે,
તિથી તેરસ ને ગુરૂવાર, પક્ષ અજવાસ રે.
મૂળીબાઇ તણો મહિમા, ચિહુ દિશે ગાજે રે.
ભણે હરખા સુત સવરાજ, સાયલામાં બિરાજે રે. ૫૨.

ઇતિ ત્રયોદશમાધિક માસ ॥ ૧૩ ॥

## અધ્યાત્મ પદ.

(રાગ પીલુ.)

દેખો ખ્યાલ જગનાએ, અસ્થિર તમાસા,
રહે પલ સ્થિર નહીં, જ્યું પાનીમેં પતાસા. દેખો. ॥ એ ટેક.
દુઃખદાયી જાયાધન, રાચો નહીં તનવન,
ચાલવું એકિલું અંતે, છોડી સબ આશા. ॥ દેખો ॥ ૧ ॥
સંધ્યા કેરો વાન જેમ, આયુ છે અસ્થિર તેમ,
તજી ક્રોધ સમતામાં, કર લે નિવાસા. ॥ દેખો ॥ ૨ ॥
સિદ્ધાંતોને પઢી પઢી બાંધી છે કુમત મઢી,
ચઢી ન સુમત વેલ્લી, ગઢી વાદ પાસા. ॥ દેખો ॥ ૩ ॥
ગણાયો ચતુરકથ, બનાયા અનેક સથ્થ,
તોહિ 'ન' ટલત ભવ, આવે મોયહાંસા. ॥ દેખો ॥ ૪ ॥
વ્યવહાર ખટપટ, મોહ્યો દ્રવ્ય સુખ શઠ,
શીખ્યું ન આતમમૂલ, રાખી પરપ્યાસા. ॥ દેખો ॥ ૫ ॥
પરભાવ પેખી બાજી, થાય છે શું મન રાજી,
ત્યાગી દે સત્વર ધર, નિજ ધર આશા. ॥ દેખો ॥ ૬ ॥
સંસારકો છોડી વાસ, પામે પદ અવિનાશ,
ગુલાબકું એહિ બિન, ઔર નહીં પ્યાસા ॥ દેખો ॥ ૭ ॥

વીરાનુરાગી પં. ગુલાબચંદજી.

# શ્રી સદ્દબોધ.

( પુનમ ચાંદનીનો રાગ. )

શીલરતન જતને બેની રાખીયે રે,
ફરી ફરી નહિ મલે આ અવતાર,
શીલ સુધારસ ભાવેકરી ચાખિયે રે,
જેથી લહિએ બેની ભવજલપાર. શી. " એ ટેક'

(સાખી) બાળપણુથિ પાળિયે, શીલ ધર્મ સુખકાર,
અવર ભૂષણુ છે કારિમા, સાચો શિલ શિણુગાર,
શીલ ચુંદડી પહેર્યાથી રૂડા શોભિયે રે,
સાસર પિયરમાં શોભાવનહાર. શીલરતન. ૧

(સાખી) બ્રાહ્મીસુંદરી મહાસતી, રાજીમતિ વરનાર;
સીતા કુંતા દ્રૌપદી, સુભદ્રા સુલસાસાર,
ચંદનબાલા ચૂલા દમયંતી મૃગાવતી રે.
શીવા પદમાવતી આદે થઇ અપાર. શીલરતન. ૨

(સાખી) કષ્ટ સહી ખલજનતણુા, પાળ્યો શિલનિઃશંક;
કીર્તિ લહિ જગ ઉજળી, ટાળી નિજ કલંક,
પ્રહ ઉગે ગાવે ધર્મિ નરો પ્રેમથિ રે,
જેનાં નામે સદા થાય જયકાર. શીલરતન. ૩

(સાખી) ઝેર અમૃત થઇ પરણુમે, નાગ હોવે વરમાલ;
અગ્નિ પાણી સમ હુવે, વાઘ હુવે મૃગબાલ,
શીલે સંકટ ટળે ને વળે સંપદા રે.
સુર અસુર નૃપાદિ ધરે પ્યાર. શીલરતન. ૪

(સાખી) ધર્મસ્થાન ને ઘર તજી, નવિ ફરીએ અન્ય દ્વાર;

સંગત રૂડા નરતણી, કરતાં વધે સુવિચાર,
સામાયક પોસા પડિકમણા એની કરો રે,
તજી પ્રમાદ વિકથા વળી ચાર. શીલરતન. ૫
(સાખી) નાણ દર્શણ ચારિત્રથી, ધરીએ પ્રીતિ અપાર;
તપ તપી નવ વાડથી, પાળો શિલ આચાર,
વીરમુનિ કહે શીયલ પ્રભાવથી રે,
નરનારી ઘણા પામ્યા શિવપુર દ્વાર. શીલરતન. ૬.

**મહારાજ શ્રી વીરજીસ્વામી.**

---

## અથ સાત વાર.

---

(રઘુપતિ રામ રૂદેમાં રેજો રે. એ રાગ)

સખી આદિત્યે આદિત્યકારી રે, નમો વીર પ્રભુ ગુણધારી રે.
જેણે તાર્યાં ઘણા નરનારિ, સિદ્ધાર્થ નંદ ઉરમાં રહેજો રે. ૧
સખી સોમે તે શીતળાઇ રે, જેના મુખપર ચંદ સ્વાઈ રે.
ખટ કાયાના છે સુખદાઇ. સિદ્ધાર્થ. ૨
સખી મંગલે મંગલ કરતારે, મહીમંડળમાં પગ ધરતારે,
કષ્ટ કર્મ ભર્મને હરતા. સિદ્ધાર્થ. ૩
સખી બુધે તે બુદ્ધિના દાતા રે, નંદત્રિશલાના જગત વિખ્યાતા રે,
આપિ સદ્બુદ્ધિ કરતા સાતા. સિદ્ધાર્થ. ૪
સખી ગુરૂએ તે ગુરૂ ગુણ ગાવો રે, નર ભવનો લિયો શુભ લાવો રે,
ફરિ મળશે ન અવસર આવો, સિદ્ધાર્થ.
સખી શુક્રે સુકૃત કરી કામરે, નિત્ય ઉઠી જપો જિન નામરે.
જેથી પામશો શિવપુર ધામ. સિદ્ધાર્થ

સખી શનીએ સમતા નિહાળી રે, ક્રોધ માન માયા લોભ ટાળી રે,
રાખો આતમગુણ અજવાળી. સિદ્ધાર્થ. ૭
સાતે વાર જે ભાવથી ગાશે રે, તેના પાતિક દૂર પુલાસે રે,
વીરમુનિ કહે છે ઉલ્હાસે. સિદ્ધાર્થ. ૮

મુનિ શ્રી વીરજીસ્વામી.

---

## ધનની તૃષ્ણા ન રાખવા વિષે.

("અરે ! શું માનવનો અભિમાન, એ રાગ")

ધરે શું ધનનું નિશદિન ધ્યાન, કલ્પના કરી કરી રે;
ધારણા ધરી ધરી રે. એ ટેક
જાણે તું મુજ સાથ આવશે, આ આરે ખરે;
પણ આખર પસ્તાવો થાશે, આમાંરે ખરે.
હાથી રથો સાથી હવેલી, સાહેબી જેની હતિ;
કરતાં હજારો હાથ જોડી, માનથી જેને નતિ,
દોલત દમામ તમામ હામો, કામ જેને લાગતી;
અંતે ગયા તે હાથ ઘસતા, ચાલી ના એક રતિ. ધરે શું. ૧
સ્વચ્છતા મનની ગુમાવી, કામ બદનામી કરી,
રે જીંદગી દુષિત બનાવી, સત્યતાને પરહરિ;
લાખો કદાપિ મેળવી, તેમાં તું શું મકલાય છે?
જોતો નથી વિષવૃક્ષકેરા, મૂળયાં રોપાય છે ? ધરે શું. ૨
ધન તરંગના રંગ ક્ષણિક આ જોતો શું નથી,
અનંત ભોગનો ભંગ પલકમાં જોતો શું નથી,
સંતોષ સુખનો લેશ પણ ધન કલેશમાં દીઠો નહીં,
તૃષ્ણા તણા તણખાથી શાન્તિ ભસ્મીભૂત બને સહી;

રે માનવી બહુ મૂલ્ય છે આ રત્ન તારા હાથમાં,
ફેંકીશ નહીં તેને કદી લોભી જનોના સાથમાં. ધરે શું. ૭

પં. રત્નચંદ્રજી.

---

## ગુરૂ મહારાજ ગુલાબચંદ્રજી સ્વામીની સજઝાય.

---

(મહિ મીઠુંરે મેં ચાખ્યું મહિયારી. એ રાગ)

ગુરૂ મારા રે ગુલાબચંદ્રજી પ્યારા, કરૂં વંદન અઘ હરનારા. એ ટેક.
પંચ મહાવ્રત શુદ્ધા પાલોરે, તેથી આતમને અજવાલોરે,
સર્વ દોષને દૂરથી ટાલોરે, મુને આલોરે શાંતિ સમાધિ દ્વારા. કરૂં. ૧
લઘુ વયમાં સંયમ લિધોરે, કર્મ કાપવા નિશ્ચય કિધોરે,
ખુબ જ્ઞાન સુધારસ પિધો રે, દયાસિંધો રે કષ્ટ વિદારો મારા. કરૂં. ૨
આપ વિચારો દેશ વિદેશે રે, સુખદાયક સદ્ઉપદેશેરે,
બોધ્યા નરનારી વિશેષે રે, કહું લેશેરે ગુણ બહુ છે તમારા. કરૂં. ૩
ભણ્યા સૂત્ર સિદ્ધાંત અનેક રે, ભવ્ય જીવોને આપો વિવેક રે.
ખરી રાખો સંયમની ટેક રે, એકનેકરે વીર વચન ધરનારા. કરૂં. ૪
ક્રોધ મોહ ને મમતા મેલી રે, મદ લોભ માયાને ઠેલી રે,
ખરી જ્ઞાન પુંજીને ઉકેલી રે, આપ ફેલીરે કીર્તિ જલધરધારા કરૂં. ૫
જૈન મારગ આપ દીપાવો રે શુદ્ધ સમકીતનું બીજ વાવો રે,
કરમ વૈરીને ખુબ તપાવો રે, અપાવોરે અભય દાન જીવોરા. કરૂં. ૬
આપ ગુણતણા છો દરીયા રે, કેઇ જીવોને ઉધરીયા રે,
આપો અનુભવ રસના ઝરીયા રે, તેથી તર્યારે આપ આશ્રય લેનારા.
કરૂં. ૭

માસ્તર હર્ષચંદ લાલચંદ. મોરબી.

---

# ગુરૂ મહારાજ ગુલાબચંદ્રજી સ્વામીની સજઝાય બીજી.

(રાગ પુનમ ચાંદનીનો.)

શ્રી મુનિધીર વીર ગુલાબચંદ્રજીરે, તુમે તરણુ તારણુ જહાજ,
વસીયા ભવિયણુ જીવકેરે અંતરે રે.
ઉગ્યો આજનો ભાનુ રળીયામણો રે,
ભાવે વંદન કરતા હરીયે પાપ અંધાર. વસી. " એ ટેક "
કચ્છ દેશમાં જનમીયા, ભોગરા પાવન કીધ.
આશબાઇ માતા કુંખે, આવી જન્મજ લીધ.
તુમે કુલ અજવાલણુ દીપક શરવણુ સા તણા રે,
ગુણુવંત શોભો છો તે ગુણીયલ ગહેરગંભીર. વસી. ૧.
સ્વામી નથુજી પધારીયા, તારક ભવજલ પાર.
મોક્ષ માર્ગ ઓળખાવીને, દિક્ષા દિધી અંજાર.
વિક્રમ સંવત ઓગણીસ છતરીસ સાલમાંરે,
મહા શુકલ પક્ષ દશમ ને ગુરૂવાર. વસી. ૨.
પંચમહાવ્રત આદરી, થયા આપ અણુગાર.
વ્યાકરણુ વાણી સિખીને, નયનિક્ષેપ વિચાર.
ભિન્ન ભિન્ન દેશના દેતા મુનિમહી મંડલે રે.
સ્યાદ્વાદ વાણીતણે રંગરસે ભરપુર. વસી. ૩.
પંચમ કાલે પ્રાણીને, દીયો બોધ મહારાજ.
જ્ઞાનતણુા ગુલતાનથી, બની વકતા અધિરાજ,
ઉદ્ધાર કરવા અમતણું સ્વામિ પંચમ કાલમાં રે,
ભાષિત ત્રિસલા નંદન વીરતણો ઉપદેશ. વસી. ૪.
ભગિની મૂલીબાઇ મહાસતી, લઘુ ભ્રાતા વીર દયાલ.
વલી સુશિષ્ય મુનિ રત્નને, કરી દીધાજ નિહાલ.
શોભો સરવ ગુણાલંકૃત શ્રીશુભ લક્ષણે રે,

ધરતા રહો છો અહર્નિશ પંચ પરમેષ્ઠિ ધ્યાન. વસી. ૫

આપતણા ગુણ અધિક છે, મુજ મતિ હારી જાય.
ગણપત કરજોડી કહે, સદા નમું મુનિરાય.
આપો અનુભવ જ્ઞાન, મહેર કરી મુજ ઉપરે રે,
હું તો માગું છું કર જોડી દોનુ હાથ. વસી ૬.

શા. ગુણપત લાધા, કચ્છ–રામાણિયા.

---

## શતાવધાની પંડિત મહારાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીની સજઝાય.

---

( ભિક્ષા દેને મૈયા પિંગલા. એ રાગ. )

જિન ગુરૂ ચરણ નમી કરી, સરસ્વતી લહિ સુપસાયજી,
ગુણરે ગાતાં ગુરૂરાયના, મુજ મન હરખ ન માયજી.
ધન ધન રતનચંદ્રજી સ્વામીને. ૧.

સદ્‌ગુરૂ બોધ સુણી કરી, જાણ્યો અસ્થિર સંસાર જી;
અનુમતિ માગે માતા કને, હું લેઇશ સંજમ ભાર જી. ધન. ૨

માત કહે વચ્છ સાંભળો, ચારિત્ર છે ખાંડાની ધાર જી.
ઉદધિ તરવો જેમ ભુજબળે, તેમ પાળવા એ આચારજી. ધન. ૩

કોમળ દેહ છે તાહરો, કરવા કેશના લોચ જી,
કઠીણ કહ્યું ઘણું જગતમાં, ધરો મનમાં તે સોચજી, ધન ૪

ઘરોઘર ભમવી ગોચરી, ફરવું સીત તાપ મોઝાર જી,
દોષ બેતાલીસ ટાળીને, લેવો સુઝતો આહાર જી. ધન. ૫

પાય અણવાણે ચાલવું, નહિ શિર છત્ર ને પાગજી,
ભૂમિ શયન કરવું તિ[illegible]શે ભૂમિ ભાગજી. ધન. ૬

ચોમાસે મેહ વરસતે, લેવા જવાય ન આહારજી,
સ્થીર રહેવું એક આસને, કઠિણુ એ સાચું આચારજી. ધન. ૭
ટાઢ પડે શીત કાલમાં, નહિ લેવાયે અગ્નિ તાપજી.
તિન પછેડી ઓઢવી, કેમ સહેશો એ સંતાપજી. ધન. ૮
ઉનાળે અવની તળે, વાએ લુખ અપારજી,
તરસ સહી મહી મંડળે, કરવો ઉગ્ર વિહારજી. ધન. ૯
બાવિસ પરીસહ આકરા, સહેવા રાત ને દીનજી,
જાણી દુઃકર રહો ઘરમધ્યે, રાખી ધર્મ પર મનજી. ધન. ૧૦
રતન કહે સુણો માતજી, જે ભાંખોછો તે સતજી,
કાયરને એ દુષ્કર ઘણું, તે સઘળો અવદાતજી. ધન. ૧૧
ચોવીસે દંડકમાં ભમી, સહ્યા દુઃખ અપારજી,
જન્મ મરણે લોક ફરસતા, સ્થિર નવી બેઠો કોઇ ઠારજી. ધન. ૧૨
એમ ભવમાંહી ભટકતા, અબ લહ્યો અવસર ખાસજી,
તે મુકી આ સંસારમાં, કોણ ધરે જગત સુખ આસજી. ધન. ૧૩
ગુરૂ વચને મેં જાણીઓ, આ સંસાર અસારજી,
ભોગ રોગ સમ મેં ગણ્યા, હવે રહું હું ન સંસારજી. ધન. ૧૪
સંજમ સુલભછે શૂરને, જેણે લહ્યો ગુરૂ ગમ ભેદજી,
દિક્ષા ગ્રહું ખરિ ખાંતથી, પાળું તજી સવી ખેદજી. ધન. ૧૫
એમ સમજાવી માતને, તેમ વળી તાત ને ભ્રાતજી,
અનુમતિ લઇ આવી ગુરૂકને, માગે સંજમ વિખ્યાતજી. ધન. ૧૬
ઓગણીસેં ત્રેપન જેઠના, સુદ ત્રીજ ને ગુરૂવારજી,
ગુલાબચંદજી ગુરૂ આગળે, લિધો સંજમ ભારજી. ધન, ૧૭
માત તાત અજવાળીયા, અજવાળ્યો નિજ વંશજી,
ભાખે અમરસિંહ શિર નામીને, પ્રગટયા કુલ અવતંશજી. ધન. ૧૮

**અમરસિંહ ભારમલ. કચ્છ-ભોરારા.**

# મુંબઇના શ્રાવકોએ કરેલી વિનતિ.

(ભિક્ષા દેને મૈયા પિંગલા. એ રાગ.)

ઉપદેશ આપનો સાંભળી, રત્નચંદ્ર મહારાજ જી;
શાન્ત ચિત્ત આ થઇ ગયું, સુધર્યાં સર્વે કાજ જી.
કરૂણા આવી ને આવી રાખજો. ૧.

સમતાનો ગુણ આપ્યો તમે, જાણ્યું જીવનું સ્વરૂપજી;
અંતર દયા ઉત્પન્ન કરી, એ ઉપકાર અનૂપ જી.
કરૂણા આવી ને આવી રાખજો. ૨.

અમૃતસમ શિખ આપની, વીરલા જાણે એ ભેદજી;
આશામાં અવર તણાઇને, ખાલી ઉપજાવે ખેદજી.
કરૂણા આવી ને આવી રાખજો. ૩.

જ્ઞાનરહિત અમે જે હતા, તેને દઇ સદ્જ્ઞાનજી;
મોહ મમતાથી અળગાં કર્યાં, મુકાવ્યા મદ માન જી;
કરૂણા આવી ને આવી રાખજો. ૪

છુટા પડ્યે સંભારશું, આપ શબ્દો અમૂલ્ય જી;
મળશે ન ભવમાં સદ્ગુરૂ, અમને આપના તુલ્યજી.
કરૂણા આવી ને આવી રાખજો. ૫

છે માયા અતિ અટપટી, પામે કોકજ પારજી,
થાય સફળ આપ બોધથી, ઉચો આ અવતારજી.
કરૂણા આવી ને આવી રાખજો. ૬

આપ પધાર્યાં તેથી અમે, લીધો ઉત્તમ લ્હાવજી.
ઉપજ્યો અમારે અંતરે, ધર્મપ્રતિ અતિ ભાવજી.
કરૂણા આવી ને આવી રાખજો. ૭

કવિ ફુલભજી શ્યામજી ઠા. મુંબઇ.

# સંવત્સરીને દિવસે ચીંચપોકલી ઉપાશ્રયમાં ચોરડીઆ નથમલજીયે ગાયેલી કવિતા.

(લાવણી.)

મુંબઈ શહેરમાં આનંદ વર્તાયો છે, શ્રી સંઘમાં. (એ આંકણી)
તારણ તરણ જહાજ મુનીશ્વર, રત્નચંદ્ર મહારાજ,
અત્ર પધાર્યા કૃપા કરી, ભવિ જીવ તારવા કાજજી. મુંબઇ. ૧
શતાવધાની શાસ્ત્રે જ્ઞાની, અનેક ગુણની ખાન;
"વીર"[૧] પુત્ર "લક્ષ્મી" ના જાયા, છે નર "રત્ન" પ્રધાનજી. મુંબઇ.૨
સવત ઉગણીસે ત્રેપનમાં, મુકયો ઘરસંસાર,
મુનિશ્રી ગુલાબચંદ્રજી પાસે, લીધો સંયમ ભારજી. મુંબઇ. ૩
વિનતી કરવા સંઘ તરફથી, સઘવી ત્રિભુવનદાસ;
સૂરત થઈ લીંબડી પોંચ્યા, કીધો સફળ પ્રયાસજી. મુંબઇ. ૪
સ્વીકારી વિનંતી શ્રીસંઘની, કીધો ચાતુર્માસ;
ઘર ઘર મંગલ વર્ત્યું સ્વામી, પૂરી મનની આશજી. મુંબઇ. ૫
મોટા મુનિવર ગુલાબચંદ્રજી, વીરચંદ્રજી સ્વામી;
રૂપચંદ્રજી તપમાં શૂરા, સંયમ ઋદ્ધિ પામીજી. મુંબઇ. ૬
મેઘ તુલ્ય વર્ષે સ્વામીની, વાણી અમૃત ધાર;
ભવિ જીવોને શ્રવણ કરીને, આનન્દ થાય અપારજી. મુંબઇ. ૭
ભલે પધાર્યા રત્ન મુનિ, કરી સઘ ઉપકાર;
દાન દયા તપસ્યા થઇ બહુલી, ગણતાં નાવે પારજી. મુંબઇ. ૮
મુનિ કૃપાથી અત્ર થયો, શ્રા સઘમાં જ્ઞાન પ્રચાર;
એવી કૃપા હમેશાં કરજો, વિનતી લ્યો સ્વિકારજી. મુંબઈ. ૯
ઉગણીસો બોહતર ભાદરવા, સુદ પંચમી શુભ વાર;
"ચોરડીયા" સર્વેશ્રી સઘને, હર્ષ તણો નહિં પારજી મુંબઈ. ૧૦

યોજક ચોરડીઆ નથમલજી.

---

૧. પિતાનુ નામ વારસામાં ચાલુ.

## ગઝલ.

( અંતર્લાપિકા. )

રટન કરતો રટન કરતો,
તમારી પાસ આવ્યો છું;
નહિ શું આશરો આપો ?
ચંદ્રની ચંદ્રિકા નીચે. ૧.

દ્રવે છે આપનું નિત્યે,
જીગર દુઃખી જનો પ્રત્યે;
સ્વામિન્ આ દાસને પ્રીતે,
મીઠિ નજરે શું ના જુવો? ૨.

નેકિના માર્ગમાં મ્હાલો,
વિષય વિષમૂળને બાલો;
નદી પેરે મહી ફરતાં,
તીરસ્થોની તૃષા ટાળો. ૩.

કર્મના ઘા જે લાગ્યા છે,
રૂજે જલદી જે રસ્તેથી;
છુ માગું આપનો પ્રેમી,
બતાવો પ્રેમચંદને તે. ૪.

પ્રયોજક પ્રેમચંદ રવજી. સ્થલ મુંબઈ.

# સંવત ૧૯૭૧ના ચોમાસાની ટુંક નોંધ.

કેટલાંએક વર્ષથી શ્રીમુંબઇના સંઘને લીંબડી સંપ્રદાયના મહારાજશ્રી ગુલાબચંદજી સ્વામી તથા મહારાજશ્રી વીરજી સ્વામી તથા શતાવધાની પંડિત મહારાજશ્રી રત્નચંદ્રજી સ્વામી તથા મુનિશ્રી રૂપચંદજી સ્વામીનું ચોમાસું અહીં કરાવવાની અભિલાષા હતી. ઘણી વાર વિનંતી પત્ર લખ્યા પછી સં. ૧૯૭૧ના ફાગણ મહિનામાં મહારાજશ્રી સૂરત બીરાજ્યા હતા, ત્યારે સંઘવી ત્રિભોવનદાસ ભાઇચંદ બે ચાર માણસોની સાથે સૂરત વિનંતી કરવા ગયા તેમજ અહીંઆના સ્થાનકના ઑ. સેક્રેટરી ગોકલદાસભાઇ, જેઠાલાલભાઇ, ઘેવરીઆ દેવીદાસભાઇ, તથા જમનાદાસભાઈ, વિગેરે ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન વિનંતી કરવા સૂરત ગયું. વિનંતીના જવાબમાં મહારાજશ્રીએ કહ્યું કે લીંબડીના સંઘની અને આચાર્ય મહારાજની મંજુરી મેળવો. તે ઉપરથી સંઘવી ત્રિભોવનદાસ ભાઈચંદે લીંબડી જઇ ઘણી કોશીશ કરી મંજુરી મેળવી. પહેલા વૈશાક વદિ ૧ ને શુક્રવારના મહારાજશ્રી ઠાણા ૪ સોપાસે પધાર્યા, ત્યાં ગુંદાલાવાળા શા. પ્રેમજી શિવજી તરફથી ૧૦૦ થી ૧૫૦ માણસનો એક સંઘ ગયો.

ત્યાંથી મહારાજ શ્રી બરોલી પધાર્યા. ત્યાં અંજારવાલા મોતીલાલ દેવકરણ તથા નારણજી પુરૂષોત્તમ અને ગોકલભાઈ પાનાચંદ મુંબઇથી ૪૦૦ થી ૫૦૦ માણસોનો સંઘ લઇ દર્શનાર્થે ગયા હતા. તે સિવાય મુંબઇના સંઘના છુટા છુટા માણસોની દર્શનાર્થે આવજાવ ચાલુ હતી. સૂરતથી વિહાર કર્યા પછી લગભગ એક મહિને મહારાજ શ્રી ઘાટકોપર પહોંચ્યા. ત્યાં સ્થાનક ન હોવાથી એક ગૃહસ્થના બંગલામાં ઉતર્યા. ઘાટકોપરના રહેવાસીઓ અને કેટલાએક મુંબઇના

શ્રાવકો ત્યાં જઇ મહારાજશ્રીની વાણીનો લાભ લેતાં હતાં; ઘાટકોપરના શ્રાવકોના આગ્રહથી શેષકાળ ત્યાં પુરો કરી માટુંગા, દાદર, ચીંચપોકલી થઇને કાંદાવાડી મધ્યે શ્રીકચ્છી દશા શ્રીમાળીની વાડીમા પધાર્યા. અહીં ચોમાસુ રહેવાને ઘણા માણસોનો આગ્રહ થતાં કાંદાવાડીમાં ચોમાસું બિરાજ્યા. ત્યાં વ્યાખ્યાનમાં ભગવતી સૂત્ર પ્રથમથી શરૂ કર્યું. વાણી સાંભળીને શ્રોતાઓની દિવસે દિવસે હાજરી વધવા લાગી. બાઇઓ અને ભાઇઓમાં ધર્મનો ઉત્સાહ ફેલાવા માંડ્યો. શ્રોતાઓનો એટલો ભરાવો થવા લાગ્યો જે મોડા આવનારને ભાગ્યેજ જગા મળતી. બાઇઓ ભાઇઓને ચડવા ઉતરવાનો દાદરો એક હોવાથી કેટલીક અગવડ હતી, તે દૂર કરવાને દશાશ્રીમાળી જ્ઞાતિનું લક્ષ્ય ખેંચાયું અને તરતજ તેજ નાતના મેતા નરસિંહ વીરજીભાઇએ પોતાને ખરચે બીજો દાદરો તૈયાર કરાવી અગવડ દૂર કરી છે. ધર્મ કરણી કરવાને મુંબઇના મધ્યભાગમાં એક સ્થાનકની જરૂર જણાઇ. તે પૂરી પાડવાને સંઘ તરફથી એક ફાળો કરવામાં આવ્યો છે, જેમાં મોટી રકમ ભરાઇ છે. મહારાજશ્રીની વિદ્વત્તાની હવા અન્ય વર્ગમાં પ્રસરવા લાગી, તેથી અન્ય વર્ગ તરફથી જાહેર ભાષણની માગણીઓ થઇ. તા. ૨૯-૮-૧૫ રવિવારે માધવબાગમાં ધર્મ અને સંપ્રદાય એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. ભાષણ એટલું તો રસિક અને વિદ્વત્તાભરેલું હતું કે ઘણા માણસોએ બેસવાની જગ્યા ન મળતાં બે કલાક ઉભા રહીને પણ શાંતિથી શ્રવણ કર્યું હતું. મહારાજશ્રીનાં અવધાનો જોવાની ઉત્કંઠા થતાં ઘણા લોકો તરફથી આગ્રહ થયો તેથી તા. ૨૪-૧૦-૧૫ રવિવારે સવારના એક્સેલસીયર થીએટરમાં અઢી કલાકમાં ૩૬ અવધાનો જોઇ પ્રેક્ષકોને આશ્ચર્યનો પાર રહ્યો ન હતો, અને એકે અવાજે મહારાજશ્રીની

સ્મરણ શક્તિની અદ્‌ભૂતતાના વખાણ થઇ રહ્યાં હતા. અહીંના હવા પાણી મહારાજશ્રીને અનુકૂળ આવશે કે નહિ, એમ કેટલાએકના મનમાં શંકા હતી, પણ ચારે માસ મહારાજશ્રી ચારેની તબીયત બરાબર રહી છે, અને હવા પાણી અનુકૂળ જણાયા છે. તે જોઇ શ્રીમુંબઇના સંઘને ઘણોજ સંતોષ થયો છે. ધર્મનો પ્રભાવ મુંબઈના સંઘમાં ઘણોજ વર્તાઇ રહ્યો છે.

**ૐ શાંતિ ! શાંતિ ! શાંતિ !**


સમાપ્ત.

## શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૨૦ | નિદ્ધાયણુ | નિધાયણુ |
| ૧૫ | ૧૩ | ાગસ્સ | લોગસ્સ |
| ૨૫ | ૨ | દીઘ | દીર્ઘ |
| ૩૧ | ૨૧ | સભર્તાસંતોસીએ | સભર્તારસંતોસીએ |
| ૩૫ | ૧૬ | સામાઇસ્સ | સામાઇયસ્સ |
| ૪૨ | ૬ | તસ્મિચ્છામિ | તસ્સમિચ્છામિ |
| ૪૫ | ૧૪ | પાણાભો૦ | પાણુભો૦ |
| ૪૭ | ૧૫ | પડિક્કમામ | પડિક્કમામિ |
| ૪૯ | ૧૯ | પહીમગ્ગં | પહીણુમગ્ગં |

| પૃષ્ટ | લિંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૦ | ૨૦ | શિરસા | શિરસા |
| ૫૯ | ૧ | ધન્ય છે. | ધન્ય તે |
| ૬૪ | ૨૧ | વિબુધાચિંત | વિબુધાર્ચિંત |
| ૭૦ | ૯ | બિંબિમ્ | બિંબમ્ |
| ૭૨ | ૧૦ | મંનગકેતુમ્ | મનંગકેતુમ્ |
| ૭૬ | ૨૧ | સ્ફુલિંગ | સ્ફુલિંગં |
| ૭૯ | ૫ | દવાનલાગ્નિ | દવાનલાહિ |
| ૭૯ | ૬ | વનનો અગ્નિ | વનનો અગ્ન તથા સર્પ |
| ૭૯ | ૮ | બંધન તથા કેદખાનુ ઉત્પન્ન થયેલું | બંધન–કેદખાનું તેથી ઉત્પન્ન થયેલ |
| ૮૦ | ૨૦ | ઘોતપરં | દ્યોતપદં |
| ૮૧ | ૬ | ત્રલોક્ય | ત્રૈલોક્ય |
| ૮૧ | ૮ | પુલિંગા | પુલ્લિઙ્ગા |
| ૮૪ | ૧૩ | અરિદલસંજન | અરિદલગંજન |
| ૮૭ | ૧૬ | તાવી વેલુ | તાતી વેલુ |
| ૯૩ | ૨ | અસોએ | આશોએ |
| ૯૭ | ૨૧ | ચતરે | ચૈતરે |
| ૯૯ | ૧૬ | દેવે | દેવ |
| ૧૦૬ | ૧૩ | વિચારો | વિચરો |

## પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી કૃત

# પુસ્તકો.

| | |
|---|---|
| ભાવનાશતક (વિવેચન સહિત).... | રૂ. ૦-૧૨- |
| કર્ત્તવ્ય-કૌમુદી (વિવેચન સહિત) | રૂ. ૦-૮-૦ |
| કર્ત્તવ્ય-કૌમુદી (મૂળ અને ભાવાર્થ) | રૂ. ૦-૩-૦ |
| પૂજ્ય શ્રી અજરામરજી સ્વામીનું જીવનચરિત્ર. | ૦-૫-૦ |
| શ્રીરત્નપદ્યમાળા .... ... | અમૂલ્ય. |
| શ્રીરત્નગદ્યમાળા .... ... | રૂ. ૦-૮-૦ |

મળવાનું સ્થળ:

ચુનીલાલ વર્ધમાન શાહ

સારંગપુર, અમદાવાદ.